# ખુલ્લી ચીઠીનું ભોપાળું

યાને

# આર્યસમાજી પંડિતની અવદશા.

લખનાર,

અલીમામદ જાનમામદ ચુનારા.

છપાવી પ્રગટ કરનાર,

મુખતારભાઇ નાનજી (સતીઆની.)

ખડક જમાતખાના પાસે ઘર નં. ૨૪-૨૬—મુંબઇ.

સને ૧૯૧૭.] આવૃત્તિ પહેલી. [પ્રત ૧૫૦૦.

કીંમત આઠ આના.

રતિલાલ હરજીવન પટેલે શ્રી કૃષ્ણ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું,

નં. ૯ અનંતવાડી મુંબઇ ૨.

# સીંધી પ્રેસમાં મળતા પુસ્તકો.

### લખનાર માસ્તર હરજી પુજા.

| | | | |
|---|---|---|---|
| નિબંધ પ્રકાશ ( ભાગ ૧ લો ) | ... | ... | ૦-૪-૦ |
| નિબંધ પ્રકાશ ( ભાગ ૨ જો ) | ... | ... | ૦-૬-૦ |

### લખનાર જુમાભાઈ અલીભાઇ ડાડાવાલા.

મકસદે હકીકત ... ... ... ... ૦-૮-૦

### લખનાર વલીભાઇ નાનજી હુડા.

ગુલશને ઇલમ ... ... ... ... ૦-૧૨-૦

### લખનાર મરહુમ જાફર રહેમતુલા બારીસ્ટર-એટ-લો.

ખોજા તવારીખ ... ... ... ... ૧-૦-૦

### લખનાર નવરોજી માણેકજી દુમાસ્યા.

આગાખાન ... ... ... ... ૧-૦-૦



| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇબરતે અફ્ઝા. | ... | ... | ... | ... | ૦-૮-૦ |
| બારભાયા કેશ | ... | ... | ... | ... | ૦-૮-૦ |
| આગાખાન કેસ | ... | ... | ... | ... | ૦:૧૦-૦ |
| જસદણ કેસ. | ... | ... | ... | ... | ૦-૪-૦ |
| કલમતુલ ઇશિરાર | ... | ... | ... | ... | ૦-૬-૦ |
| દાસ્તાન શીરતાંન કે બાદશાહકા | | | ... | ... | ૦-૬-૦ |

લખો:—

**મુખી લાલજીભાઇ દેવરાજને.**

# બીજી આવૃત્તિ છપાઇ બહાર પડી છે.




એટલે

## આર્ય સમાજી પંડિત રાધાકૃષ્ણનાં ધ્રષ્ટતા ભરેલા પચીસ સવાલોના ઇસમાઇલી સ્પષ્ટ જવાબો.

મજકુર પુસ્તકમાં પવિત્ર કુરાને સરીફ તથા હદીશ સરીફ અને વેદ મુકદશની જોરદાર દલીલો સાથે ઇસમાઇલી ફેરકાની (હકીકતી) **ઇસ્લામી** માન્યતા, કેટલી ખુબી ભરેલી છે, કે જે પગલે મોટા પીર પયગમ્બરો ચાલી ગયા છે. તે પૃથક પૃથક સ્પષ્ટતાથી સમજાવેલ છે, તેમજ આર્ય સમાજી **પંડિત રાધાકૃષ્ણે** પાથરેલી મકરબાજી ભરેલી જાળ અને **મી. એદલજી ધનજી કાબાએ** ઇસમાઇલીઓને ફરેબ દેવાનાં ફેતના ભરેલા જવાબનો પુરે પુરો ખ્યાલ આપવામાં આવેલ છે. જે અવશ્ય એક વખત વાંચવા માટે ઇસ માઇલી ભાઇઓને આમંત્રણ કરીએ છીએ.

લખનાર E. J. ચરતેજી.

લખો:—

ઓ. સેક્રેટરી.

**મી. જાફર શેરમામદ**

મળવાનો ઠેકાણું

**ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ**

પાલખી મોહલો **મુંબઈ નં. ૯.**

**તા. ક**—આ પુસ્તક પબલીક માટે છે. જે મંગાવશે તેને મોકલવામાં આવશે.

# મરહુમ માસ્તર હાસમ બોઘાના લખેલાં પુસ્તકો.



| | | |
|---|---|---|
| ઇસમાઇલી દર્પણ ... ... ... | કીંમત | ૧—૦—૦ |
| ઇસિમાઇલી પ્રકાશ ( ભાગ ૧ લો ) ... | ,, | ૧—૦—૦ |
| ઇસમાઇલી પ્રકાશ ( ભાગ ૨ જો ) ... | ,, | ૧—૦—૦ |
| નુરે વહાદાનીયત (ભાગ ૧ લો ) ... | ,, | ૧—૦—૦ |
| નુરે વહાદાનીયત ( ભાગ ૨ જો ) ... | ,, | ૧—૦—૦ |
| તફસીરે ધુઆ ( ધુઆની માયના ) ... | ,, | ૦—૬—૦ |
| તઆલીમે ધુઆ ... ... ... | ,, | ૦—૩—૦ |
| તરબીયતે ધુઆ ... ... ... | ,, | ૦—૪—૦ |
| જવહરે હકીકત ... ... ... | ,, | ૦—૮—૦ |
| અસલીયતે ખોજા ... ... ... | ,, | ૦—૧—૦ |
| કાતલુલ હશદ ... ... ... | ,, | ૦—૧—૦ |
| નીદાએ હક યાને વાજબી પોકાર ... ... | ,, | ૦—૧—૦ |

લખો—મેનેજર

**વલીભાઈ નાનજી માસ્તરને**

મળવાનું ઠેકાણું,

**ખોજા સીંધી પ્રેસ.**

પાલખી મોહલા મુંબઇ ૯.

# ધી ઇસમાઇલી સાહિત્ય ઉતેજક મંડળમાં મળતા પુસ્તકો.

| | | |
|---|---|---|
| આફ્તાબે હકીકત | ... ... ... ... | ૦-૮-૦ |
| આલમોતનો યોધ્ધો | ... ... ... ... | ૦-૮-૦ |
| દુઆનાં દુશ્મનને ઝટકો / શીતુરી ફતવાને ફટકો | ... ... ... | ૦-૪-૦ |
| ખુલી ચીઠ્ઠીનો જવાબ | ... ... ... ... | ૦-૮-૦ |
| આર્ય સમાજી પંડિતોનું પોકળ | ... ... ... | ૦-૧-૦ |
| આર્ય પ્રકાશની ઊધ્ધતાઈ | ... ... ... ... | ૦-૧-૦ |
| કાબાનું ઠેકાણે આવેલું ભેજું | ... ... ... | ૦-૧-૦ |
| હાઝર ઇમામની હીદાયત અને મુનાફીકોનો દુરાગ્રહ | ... ... ... | ૦-૪-૦ |
| એચ. એચ. આગાખાન ( ઈંગ્લીશ ) | ... ... | ૦-૪-૦ |
| હકીકતી ઇસલાંમી આયનો | ... ... ... | ૦-૨-૦ |

મળવાનું ઠેકાણું.

**ઇસમાઇલી સાહિત્ય ઉતેજક મંડળ.**

લખો. ઓ. સેક્રેટરી—**જાફર શેરમામદ.**

પાલખી મોહોલ્લો મુંબઇ નં. ૯,

# આલમોતનો યોદ્ધો તે હશન બીન સબ્બાહ.



મજકુર પુસ્તકમાં **હશન સબ્બાહનો** બાળપણ, યુવા અવસ્થામાં ઇસમાઇલી થવું, તે ઝમાનાના ઇમામ **મૌલાના શાહ હાદી** (અ) ની ખીઝમત કરવી. દીનનો ફેલાવો કરવો. એ દીનો અને દુશ્મનો સામે સુરવીરતા સાથે લડવા બહાર પડવું, તે ઝમાનાના સુલતાનોની સીકસતો, ઇસમાઇલીઓનો વાવટો દુનીયાંની સપાટી પર ઝગે ઝગે ફરકાવવો, મોટી મુસીબતો અને આફતો વચ્ચે રહીને દીનપર મુસ્તકીમ રહેવું. વીગેરે ઇતીઆસીક વીગતો. અને જોરદાર પુરાવા સાથે તેમજ ઇસમાઇલીઓને જાલીમ અને જલાદ ફીરકાઓ સાથે ભેળવી નાખનારાઓના ભોપાળા ઉઘાડા પાડી ખરા ઇસમાઇલી કોણ તે સાબીત કરી બતાવેલ છે, મજકુર પુસ્તક દીની હોવા ઉપરાંત સરળ રીતે ઇતીયાસીક **હશન સબ્બાહનું** પહેલેથી છેલ્લે સુધીનો વૃતાંત આપવામાં આવેલ છે.

મળવાનું ઠેકાણું.

**ઇસમાઇલી સાંહિત્ય ઉત્તેજક મંડળ.**
પાલખી મોહલો મુંબઇ. નં. ૯.
લખો. સેક્રેટરી—**જાફરભાઈ શેરમામદ** ને

લખનાર,

**અલીમામદ જાનમામદ**
**ચુનારા.**

# અમારા સાંભળવામાં આવ્યું છે.

અમારા માનવંતા મિત્ર મી. **ઇબ્રાહીમ જુસબ વરતેજીની** તરફથી જે **ઈસમાઈલીઆ** મઝહબને લગતા પુસ્તકો નામે દુઆના દુશ્મનને ઝટકો, અને ફીતુરી ફતવાને ફટકો, તથા આફતાબે હકીકત. જે આર્યસમાજી પંડિત રાધાકૃષ્ણે **નામદાર આગાખાન સાહેબને** ધૃષ્ટતાથી પચીસ સવાલો કરેલ તેના સ્પષ્ટ જવાબો આપી પોતાનાં મઝહબની સેવા કરી છે.

તે લખાણોને કેટલાક ટુંક બુદ્ધિવાળાઓ અથવા વિરોધીઓ કટાક્ષ કરતા કહે છે, કે લખાણ સખત છે. અફસોસ છે, એમ બોલનારાઓપર કે તેઓ તપાસ નથી કરતા, કે વિરોધીનાં લખાણો કેટલાં **ગલીચ** અને **ગંદી** ભાષાથી ભરપુર છે, તે તરફ જો લક્ષ આપતે તો જરૂર ખાત્રી થઇ જતે, કે **મી. ઈ. જુ. વરતેજીનાં** લખાણો ઇનશાનીયતને છાજતાં હોઇને સરળ અને સાદાં સાથે સત્યથી ભરપુર છે.

**લી. એ. જે. ચુનારા.**

# એક ખરૂં અહેશાન.

અહેશાન છે **હાઝર ઇમામે વકતનો** અને સાથે કાંડી મહોલાના શુક્રવારીયા પંજેભાઇઓનો ઉપકાર માનતાં કહીશ કે જેઓની હીંમત અને યોજનાવડે હું **આલમોતનો યોદ્ધો** યાને **હસનબીન સબ્બાહ** નામનું પુસ્તક બહાર પાડવાને શક્તિવાન નીવડીને એક સાચા શુરવીર દીનના પહેલવાનની સાચી વીગત લખીને કોમી બંધુઓની સેવા કરવાની તક હાથ ધરી, તેમાં અમારા બાળ સ્નેહી **મીરઝાં મામદ જીવરાજ** તથા શ્રીમંત સ્નેહી **મી. નવરોજ અલી અલારખીયાની** ઉંદાર લાગણી ઉત્તમ કામ આવતાં બુક કમીટી મુકરર થઇ. તેના **સેક્રેટરી** તરીકે **મી. કુરબાન અલી જીવરાજે** પુરતી મહેનત લેતાં તમામ વ્યવસ્થાઓ વગર સ્વાર્થે પોતાના વખતનો પુરતો ભોગ આપીને કરી, ખરેખર એ સઘળાઓનો ઉપકાર માનતાં કહીશું કે મઝહબને જરૂર છે આવાને આવા શુરતા ધરાવનારા નિસ્વાર્થિ ધર્મ બંધુઓની કે જેથી વિરોધીઓ ધુળ ફાકતા રહે, ને સત્યનો ઝળકાટ બાહર આવવા પામે. તેથી કહીશ કે **હાઝર ઈમામ** હીદાયત કરે. આમીન.

લી. એ. જે. ચુનારા.

# સારી સંગતનાં ફળ મીઠાં હોય છે.

સંગત એક એવી વસ્તુ છે કે જેનો રંગ લાગ્યા વગર રહેતો નથી, માટે અવશ્યનું એ છે કે સોબત શુરાઓ અને **સતપંથ** પર મક્કમપણે અડગ રહેનારાઓ સાથે કરવી. જેવી રીતે હું એક અદના ઇસમાઇલી સેવક હોઇ **મુખી લાલજીભાઇ દેવરાજ** તથા **શેઠ જાફરભાઇ શેરમામદ** અને **શેઠ હાજી મામદ રહેમતુલા જેનુલ આબદીન** તેમ મીત્ર **મુખતારભાઇ નાનજી**ના પરિચયમાં આવવા પછી કાંઇક દીલી કુવ્વત વધવા પામી. પરિણામે કાંઇક દીનની ખીદમત બજા લાવવાનો પ્રસંગ હાથ મલ્યો, તેથી ઉપલા સઘળા સાહેબોનો ઉપકાર માનતાં મારા દીન બંધુઓ પ્રત્યે ભલામણ કરીશ.

**તજીઓ સંગ કુસંગીઆ ભાઈ છોડયો સંગ કુસંગ.**
**"પીર શદરદીન."**

લી. સેવક.

**એ. જે. ચુનારાના**

યા અલીમદદ વાંચસો.

# ખાસ ઈલ્તેમાસ.



ખુદા પરવર દીગાર પરમાત્મા ઇશ્વર વીગેરે નામ જુજવા હોઇ એકજ છે. એમ કહેતા વધારે ઉમેરતાં કહીશું કે એ **વાહેદહુ**ની જાત પવિત્ર યાને પાક છે, તે સ્પષ્ટ થતાં સમજાય છે કે તે કદી પણ અપવિત્ર થતો નથી. યાને તેને કોઇ પણ જાતનો એબ લાગુ પડતો નથી. તેવીજ રીતે સનાતની હીન્દુઓની માન્યતા પ્રમાણે ચોથા યુગે અને છેલ્લા અવતારની ગણત્રી પ્રમાણે નામ **નિરકલંક** જાહેરમાં આવેલ છે. તેનો ભાવાર્થ એમ થાય છે કે **કલંકીત ન થાય તેવો**. તે અવતારી પરમ પુરૂષને **નુર**ના હીસાબે અમે **હઝરત અલી** ( અ ) ને રજુ કરતાં કહીશું, કે અમો ઇસમાઇલીઓ જે **નુશેરી**ની તરેહ **હઝરતઅલી** ( અ ) ને માનીયે છીયે, તે માન આપતાં બસ અમારો એક તરફ જ ધ્યાન છે જે **નિરકલંક** ખાસ સંજોગો વચ્ચે આ દુનીયા પર નવો સફો ઉઘાડવા અને ખાસ હીદાયત માટે આવેલ છે. તે **કુરાને મઝીદ**ની **સુરતુનનુર**માં જણાવ્યા મુજબ નીચેની વીગતે કહી આપે છે કે.—

**ખુદા પોતાના નુર વડે જેને ચાહે છે, તેને રસ્તો બતાવે છે.** એવી રીતે **હઝરત અલી** ( અ ) ને માનતા " કહીશું કે ખુદા છે, તે **નુરજ** છે. અને તે નુર **હઝરતઅલી** ( અ ) માં ઝલવાગર થતાં,

સીલ સીલા વાર મુનતકલ થતો, એટલે ફેર બદલી થતો **નામદાર આગાખાન સાહેબ** માં પ્રસર્યો, તેજ નુરને અમો માનતા કહીશું કે તમામ ઇસમાઇલીઓ **લીબાસ કે ઝીસમાંની** પરસ્તિ એટલે પુજા ન કરતા, ફકત **નુરના** પુજારી હોઈ એકજ નુરને ભજે છે, જે **આદ્દ** હતો, અને અંતે રહેશે, તે પાક પવિત્ર નિરકલંક એક જ ખુદાને માની ને તથા તેની જાતમાં બીજાને **શરીક** એટલે ભાગ્યો કર્યા વગર સીધી હકીકતી રાહ મુજબ સર્વસ્વ **હઝરત અલી** (અ) ને સમજતાં **નુશેરીની** તરેહ કહેતાં રહે છે, તો એમ કહેવાનો હક ફકત તેને છે, જેમ થોડા દીનપર **અખબારે ઇસલામના અધિપતિ ખાન સાહેબ કાજી ઇસમાઈલ કાજી મહમદ પોરબંદરીએ** પોતાનાં પેપરમાં લખેલ કે **મહાન સુફી કે મનતકી** ઇલમ જાણનાર (ભાવાર્થમાં સમજાવે છે) **અલી** ને **અલ્લાહ** કહી શકે છે. પણ તેવું કોઇ એ કોમમાં જોવામાં આવતો નથી, કે જેને ઇલમે મનતક નશીબ થયું હોએ, એવી રીતે વિરૂધ્ધાઇથી મુખતેસર વીવેચન કરેલ છે, તે પર ટીકા કરતાં કહીશું, કે દીલની વાત તો **પરવરદીગાર** વગર કોઇ જાણતો નથી, તે પરથી કાજી સાહેબનું એમ લખવું ખોટું છે, કે અમારી કોમ **સુફી** મતથી એ નશીબ છે. અથવા જેના જોવામાં તેવું ન આવતું હોય, તેથી જોઇએ તેવી રીતે લખી શકે, તેથી સ્પષ્ટ રીતે તમો કાજી સાહેબે વિરૂધ્ધાઇ કરેલ છે, એમ ડાહયા મનુષ્યો શોધ્ય કરશે, કારણ કે તે જાણવાની સતા તમારામાં નથી, મનુષ્યોની ધાર્મીક હાલત જાણવી એ સતા પરવરદીગારની છે, તે સતાની વચમાં તમારા જેવા વિદ્ધાનને આવવું ઘટતું નથી, જો કે

તમો વચ્ચે આવ્યા તેના માટે અમો રાજી છીએ, એમ કહેતાં કહીશું કે તેને પરિણામે જ એક વિરોધી હોઇને **સુફી મતવાળા હઝરત અલી** (અ) ને ખુદા કહી શકે છે, એટલું સત્ય જે વાકયોમાં શોધ્ધ કર્યું, એ તમારો અહેશાન ન ભુલતા ખુદા તમોને હમેસાં એવું સત્ય બોલાવતો રહે એવી દુવા ચાહી આગળ વધીશું.

ઉપરાંત **કાબો** અને **કીષ્નો** એ સધળા કકા અક્ષરો પાછળ પડી ને જે અમારા મહાન મઝહબ વિરૂધ્ધ જઇને અમોને સ્પષ્ટ કરવાની ફરઝ પાડે છે, તેઓનો પણ આ તકે અહેશાન નહી ભુલતા કહીશું—

**હાફીઝ ગર વસલ ખાહી સુલહ કુન બ ખાશો આમ.**
**બા મુશલમા અલ્લાહ અલ્લાહ બા બીરહમન રામ રામ.**

તેવી રીતે અમારો મઝહબનો પાયો એખલાશ ઉપર રચાયલો હોવાને લીધે કદી પણ કોઇના **મઝહબ** પર કે **મત** પર ટીકા કરવાનું દરૂરત સમજતાં નથી. પણ જ્યારે વિરૂધ્ધીઓ વિરોધ્ધ જઇને હદ ઓળંગી નજીશ અને ગંદા શબ્દોમાં હુમલા કરે, ત્યારે અવસ્ય અમારે અમારી ફરજ બજા લાવવી જોઇએ, કારણ કે જ્યારે **પરવરદીગારે** મખલુકાતને પેદા કરી ત્યારે મનુષ્ય જાતિના જીગરમાં તેવો મસાલો ભરેલો છે, બાકી પરીક્ષકો બારીકીથી તપાસ કરશે, તો તે વર્ગ તરત સમજી શકશે, કે કોઇ પણ વખતે અમારા તરફથી વિરૂધ્ધાઇની પહેલ થએલ નથી, જ્યારે એક લેખકે એકવાર લખેલ ત્યારે અમારા તરફથી બીજી પળે જવાબ મળેલ છે, તે વળી કેટલોક વાંચક વર્ગ માંહેનાં કરે છે કે ભાષા સખત છે, અથવા સામે વાલાને પુજ્ય ભાવથી નથી લખ્યું તેના જવાબમાં એક કહેવત રજું કરતાં કહીશું કે;-

## જેવાથી તેવા થવૂં તોંજ સમજશે શાંન.

તે તરફ ધ્યાન ખેંચતા કહીશું કે વિરૂધીગો જ્યારે સોળ આના લખે છે, ત્યારે અમારા તરફથી પા આનો પણ લખાતો નથી, તોપણ સત્યને ખાતર સમઝાવટ માટે અગત્ય સરનું લખેલ સમજતા જનસમાજ તે માટે જોઇએ તેમ બોલે તેનાં માટે તે અધીકારી છે, છતાં કહીશું કે પહેલે સામે વાલાના લખાણ તપાસો, ત્યારે અમો વાજબીસર છીએ એમ કહેશો.

સિવાય એ જવાબો જે લખવામાં આવેલ છે, તે **કાજી સાહેબ** કે **કાબા સાહેબ** કે **ફીબ્ના સાહેબ** માટે નથી, તેમ સુન્ની શીયા કે સમાજી માટે નથી, પણ જે ઇનશાન પશદ છે, જેમાં તાસુબનો અંશ નથી, જે નિરપક્ષ છે, તેવા **મહાન સુફી** સમજ ધરાવનારાઓ માટે છે, જેઓ કોઇ વાડામાં ન પુરાયલા હોઇ **આજાદ** રહે છે, અને સઘળા દેવ દેવતાઓ પીર અને પયગ્ગમ્બરોને પુજ્ય ભાવે સમજે છે, તેઓજ મારા આ લેખનો ઇનસાફ આપશે, જેઓ કહે છે કે

**ન જા જાહીદ કી બાતો પર, અગર તું ધુનકા પકકા હયે.**
**ઊસી પથરકા બુત ખાના, ઊસી પથરકા મકકા હયે.**

બાકી **અલ્લાહ**, **મોહમદ** (સ) પ્રત્યે અભાવ રાખનારાઓ, તથા **શ્રી રામ** અને **શ્રી કૃષ્ણ**નો ખંડન કરનારાઓ જરૂર જરૂર અમારા વિરૂધ્ધ ઉઘાડા પડી જવાના સબબે **દીલના ફફોલાં** ફોડશે, તો થયું શું? જેનો અલ્લાહ હામી છે, જેનાપર **કલામે મઝીદ**માં ફરમાવેલા તેજ **ઇમામે મુબીન**નું જાહેરીમાં સાયો છે, જેને વીરદ **લાઇલ્લાહ ઇલલ્લાહ મોહમદ રસુલીલ્લાહ** છે, **વેદો** ને **સહીફાઓ** તથા તમામ કીતાબોને

ઇસ્લામી સમજતા છેલ્લો અનુકુળ વધારો સુધારો **કુરાને શરીફ**માં છે, એમ પરિપુર્ણ માનતા **મુલ્લા** અને **મોલવીઓ**ની મખરઝ પર ન લોભાતા તથા પોકળ પંડિતોની પ્રપંચી જાળમાં ન ફસાતા રહે, તેને અગર દુનીયાનાં અમુક અણ સમજુઓ કહે કે એમનો મઝહબ બરોબર નથી! તો થયુ શું ? અમારો **મુદ્રાલેખ** અમારે ઇનશાનોને ઇનસાફ આપવો નથી, ફકત **અલ્લાહ**નેજ જવાબ આપવો છે, એમ સમજતા **અલ્લાહ**ની રાહ માટે જ કરીએ છીએ, જે અમારો સર્વસ્વનું અધિકારી માલેક છે. તેવા અમારા વકતુલ ઇમામ ( **ઇમામે મુબીન** ) ની આધીનતામાં રહી હજારો અને લાખો પ્રણામ કરતાં **હઝરત પીર શમ્સ** ( અ ) નાં બોલ ટાંકતા કહીશું કે:--

## પવિત્ર જ્ઞાન.

રામ રહેમાન દોનું એક ગુંસાઇ,
મુર્ખ મર્મ ન જાણે—સાહેબજી તું મોરે મન ભાવે.

" પીર શમ્સ "






# ખુલ્લી ચીઠ્ઠીનું-ભોપાળું

તથા

## આર્ય સમાજી પંડિતની અવદશા.



હીઝ હાઈનેસ આગાખાન પ્રત્યે પંડિત રાધાકૃષ્ણે ખુલ્લી ચીઠ્ઠી નામનો લેખ—ધાર્મિક અસભ્યતા સાથે લખી ખુલાસો માગ્યો છે-તેનું ભોપાળું.



### સવાલ પહેલો.



સર આગાખાન ? મને આપનો પ્રથમનો મુરીદ હોવાનાં દાવાને લઇને એ હક પ્રાપ્ત છે કે આપનાં લક્ષ મુબારકમાં પોતાનાં કેટલાંક વિચારો રજુ કરૂં.

# જવાબ પહેલો.

---

## દોહરો.

**જહાંમેં જીતની બુધ્ધ હયે, વોહ ઇતનો કહે બતાય;**
**વહાંકો બુરો ન માનિએ, ઔર કાંહાસે લાય.**

**કબીર.**



બ્ના જુઓ ? ઉપલા દોહરા તરફ તમારૂં ધ્યાન ખેંચી ને આગળ વધી કહીશું કે તમો જે મુરીદીનો દાવો જાહેર કરો છો તેમાંથી તમો બાતેલ થઇ ગયલા છો તેથી હવે તમારે કાંઇ પણ **નામદાર આગાખાન સાહેબને** પુછવાનો હક રહ્યો નથી. કારણ કે પીરનો મુરીદ હોએ તેજ પુછવાનો હક ધરાવે છે, તે જોતાં તમારી વૃત્તિ પાપી પેટ ખાતર ખોટી રીતે પારકા ગીત ગાવા તરફ દોરવાઇ ગઇ છે, તેથી તમારો તમામ હક મુરીદીનો ઊડી જાય છે અને ખાસ અદેખાઇપણું સાબીત કરે છે. તમો સારી રીતે સમજી શકો છો તેમ તમારી મલીન ઇચ્છાથી દાંભિક સવાલો જે **નામદાર આગાખાન સાહેબ** સનમુખ રજુ કર્યા છે. તે તમારી નાદાની અને કમહેશીયતપણું ખુલ્લી રીતે જાહેર કરે છે.

ખરી રીતે જોતાં જો તમોને જાણવા માટેની ખરી ઇચ્છા થઇ હતે, તો અમો **નામદાર આગાખાન સાહેબનાં** અનુયાયીઓને પુછીને

ખુલાસો મેળવવા ખાહેશ ધરાવતે તો તમારા દરેક સવાલનાં જવાબો આપી અમારા ખરા મઝહબ (સતપંથ)ની મહત્તાવડે તમોને ખાત્રી કરી આપતે. પણ અફ્સોસ: છે ! કે, તેને બદલે તમોએ ઉંધો રસ્તો અખતીયાર કરીને તમારી પંડિતાઇપર પાણી ફેરવ્યું છે.

કાશ્ના ! જો તમોએ અમોને સવાલો પુછ્યા હોત, અને તેમાં તમોને સંતોષકારક ખુલાસો નહી મળ્યો હોત, તો ત્યાર બાદ તમો **નામદાર આગાખાન સાહેબ** તરફ રજુ થવા હીંમત કરત, તો તેનું કાંઇ પરિણામ તમારા હકમાં ઇમાનદાર થવાનો દાવ હાથ આવત.

વિશેષમાં તમારી ધારણા ખાસ કરી અસંતોષ ફેલાવવા ખાતર એ કઢંગા પ્રશ્નો ખોટી રીતે પુછીને સાદી સમજવાળા લોકોને ઉશ્કેરવાનું કરતબ કરી બતાવ્યું છે.

અમોને ખબર છે ત્યાં સુધી તમો આર્યસમાજનાં પગારદાર પંડિત છો, તેની રૂએ જે તમો અજાણ્યા લોકોને ઉશ્કેરવાની જે નીચ તજવીજો કરો છે. તે તમારા પેટ ભરવાની ફરજનાં અંગે ભલે કરતા હો, પણ તે ઇનસાનીયતની વિરૂધ્ધ છે, સબબ કે તમોને તમારી **હેસીયત** જાણવી હતી અને પગારદાર પંડિતાઇનો તોલ કરવો હતો. તમો વિચાર કરો કે કયાં **નામદાર આગાખાન સાહેબ**ની શાનો શૌકત ? અને કયાં તમારા જેવા દાંભિક પંડિતની ઓખાદ **"ચે નીસબત ખાક રા બા આલમે પાક."** (યાને ખાકનો સંબંધ પવિત્ર અરવાહો સાથે શું હોય ?)

પંડિતજી તમોએ એક એવું કનીષ્ટ કૃત્ય આદર્યું છે કે આપણી ભલી **બ્રીટીશ ગવ્હર્નમેન્ટ**નાં બંધારણમાં એક સુલેહનો ભંગ કરનારાઓ તરીકે તમારી નોંધ રહેશે. કારણકે **નામદાર આગા-ખાન સાહેબ** લાખો અને કરોડોનાં મનાતા **મુરશીદ** યાને **ધર્મગુરૂ** અને **ખુદાઇનુર** યાને **ઇશ્વરી અંશ** તરીકે ઓળખાતા મહાન પુરૂષના સામે થઈ આભ સાથે બાથ ભીડવા નીકળ્યા છો! તે તમારી પંડિતાઈ અને ન છાજતી હલકાઇ ભરેલી પધ્ધતિ અખતીયાર કરીને ગમે તેમ બકવાટ કરવા નીકળ્યા છો તે તરફ અમારા **નામદાર આગાખાન સાહેબ** એક મુરશદ હોવાનાં લીધે દરીયાવ જેવો દીલ ગુરદો ધરાવતા હોવાનાં હીસાબે તમારા તરફ ઝાંખી દૃષ્ટિ પણ કરનાર નથી.

દલીલ તરીકે જેવી રીતે પરવરદેગારની વસાવેલી સૃષ્ટિમાં અનેક "જીવા-જોડ" વસે છે. તેમાં મનુષ્ય એ "**અશરફુલ મખલુકાત**" એટલે સર્વેથી શ્રેષ્ટ મનાય છે; એવા ઉત્તમ જીવ ગણાયલા મનુષ્ય માંથી કેટલાક મનુષ્યો એવા ભયંકર નીચ કૃત્યો કરે છે, કે જેથી બીજા સારી ચલગતવાળા મનુષ્યો તેનાં કાળા કરમોથી કંપે છે. અને પુકારી ઉઠે છે કે "યા બારેતાઅલા એ પાપીને તું નાબુદ કર અને અમોને બચાવ." છતાં સૃષ્ટિ કર્તા પરવરદીગારમાં જે એક ગુણ "**રહમરરાહેમીન**" તરીકેનો રહેલો છે. તેને અંગે તે કાળા કરતુકી ગુન્હેગારને પણ રોજી પુર્યા કરે છે. જો કે ખુદા સર્વ શક્તિમાન છે અને જો ઇચ્છે તો તેને જીવતો ને જીવતો ગારત યાને નાબુદ કરી નાખે, પણ તેવી દૃષ્ટિ પરવરદિગારની નથી. તેવીજ રીતે અમારા

ક્રમામે ઝમાન નામદાર આગાખાન સાહેબને તમો દુરાગૃહથી સવાલો પુછવા નીકળેલા છો, તે દયાળુ હોવાથી કદાચ ક્ષમા કરશે, પણ ક્ષમાવાનથી શત્રુવટ કરનાર માટે **મનુસ્મૃતિમાં** નીચે લખેલો શ્લોક શું કહે છે તે વિચારીને પંડિતજી હમેશાં માટે તોબા કરીને સતમાર્ગ અખતીયાર કરો, નહી તો યાદ રાખજો કેઃ—

**શ્લોક.**

**क्षमा खंडा करे यस्य दूर्जन कि करिष्यति ।**
**अनृण पतितो वहि स्त्रयमेवोप शाम्यति ॥**

**(મનુસમૃતી)**

**ભાવાર્થ.**

જે પુરૂપના હાથમાં ક્ષમારૂપી ખડગ છે તેને દુર્જન શું કરી શકશે? તૃણ વિનાનાં સ્થાનમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થાય છે. તેમ ક્ષમાવાનની સામે થનારો દુર્જન પણ પોતાની મેળેજ વિરામ પામી જાય છે.

પંડિતજી જુઓ! તપાસો! વાંચો! વીચારો તો તમોને ખાત્રી થશે કે દરેક ઝમાનામાં તમારી માફક '**એહલેબૈત**'નાં વિરોધી જાહેર થયા છે તેથી સિદ્ધ થાય છે કે તમોએ એ કાંઈ નવું નથી ઉકાળ્યું. પણ તવારીખો* તપાસો કે એહલેબૈત વિરૂદ્ધ જનારાઓનાં શા હાલ થયા છે.

**સદા ચકસી ચક બાત રહેતી નહી હયે**
**સદા નાવ કાગજકી બહેતી નહી હયે.**

---

* આસમે કુફીના અંદર શીફ્ફીન લડાઇનું વર્ણન જુઓ.

# શું ઇમામોએ બાદશાહી-કરી નથી?

## સવાલ બીજો.

—:*:—

શુકર છે કે તમો એક મોતેબર તથા કિર્તીવંત હોઇ જગતમાં સામાન્ય રીતે મનુષ્ય માત્રનાં મુખપર ચડેલા છો બલકે યુરોપનાં કેટલાક વર્તમાન પત્રોએ આપને આલબે-નીયાનાં રાજા બનાવવાની સીફારસો કરે છે. જોકે તે લોકો આપનાં પુસ્તકોનાં શિક્ષણ પ્રમાણે આપને આપની અસલી હાલતમાં નહી જાણુતા હોઇ (કે આપ પોતેજ ખુદા હોઇ દીન દુનીયા તથા સ્વર્ગનાં ધણી છો) આપનું અપમાન કરી રહયા છે. યુનાનનાં રાજાને બદલે તેમણે એમ લખવું

જોઇતું હતું કે આપને યુનાનનાં ખુદા બનાવવામાં આવે તો કાંઈ બંધબેસ્તું ગણાતે. તે વર્તમાનપત્રોનાં અજાણુપણાંની એક એવી દલીલ છે કે જાણે કે કોઇ અજાણ્યો માણસ હીન્દનાં વાઇસરોય માટે એવી સીફારસ કરે છે કે તેને કોહાટ જીલ્લાના ડેપ્યુટી કમીશનર તરીકે નેમવામાં આવે તો ઠીક, એ તો એક આક્ષેપનો ફકરો હતો એવા મોતેબર માણસોને પોતાની પબ્લીક જીમેદારીઓનો કાંઈક ખાસ ખ્યાલ રાખવો પડે છે. આશા છે કે આપ પોતાની પબ્લીક જીમેદારીઓનો ખ્યાલ રાખતા હશો.



## જવાબ બીજો.

—:※:—

### દોહરો.

**ઘેલી સાસરે ન જાય, અને ડાહીને શીખામણ દે.**



કીબ્ના શુક્ર છે તે પરવરદેગાર પેદા કરનહારનાં કે જેણે આ દુનીયા બનાવી તેમાં તમારા જેવા ધર્મ પ્રત્યે બેવફાઓ ગમે તેટલી સખત રીતે વિરૂદ્ધ જાય છતાં સત્ય ઝળકતું રહેવાની નીશાની તરીકે શત્રુવટ બરેલા દીલમાંથી પણ ખરા ઓડકાર આપોઆપ નીકળી આવે છે કે જેનો આ એક જીવતો જાગતો

દાખલો તમારી વિરૂદ્ધાઇમાંથી ઝબકી નીકળ્યો છે કે, જે તમો ઉપર લખી ગયા છો, "મોતેબર તથા કીર્તિવંત અને મનુષ્ય માત્રનાં મુખપર ચડેલા છો."

પંડિતજી તમોએ નિંદાયુકત કરેલી પણ ખરી તારીફ તે સજાવાર છે કે નહી; તેનો જો ખ્યાલ કરશો તો ખાત્રી થશે કે કુલ્લે માણસોનાં મુખપર ચડેલું નામ કોનું રહે છે? અને મોતેબરપણું તથા કીર્તિ કોને આવી ભેટે છે. કે જેની ભાવના ઉત્તમ હોએ, કર્તવ્ય પવિત્ર હોય, આત્મા પ્રબળ હોય, કુદરતી ઉત્તમ અરવાહ યાને **મઝહરૂલ અઝાયબ** હોય કે જેનાં કર્તવ્યો ઇનિસાન માત્રને અજાયબીમાં નાખનારા અને અચંબો પમાડનારા હોય તેવી સમૃધ્ધિવાળા **નામદાર આગાખાન સાહેબ** જેઓ સંબંધિ તથા વિરોધીનાં મુખપર ચડેલા છે તેમનાં અમો સેવક છીએ. એ અલ્લાહમદોલીલ્લાહ છે. ત્યારે તમો પંડિતાઇનો દાવો કરતાં કીર્તિને બદલે અપકીર્તિ મેળવો છો મોતેબરીને બદલે મુફલસીને ભેટો છો, વિચાર કરો કે તમારા લખાણો તમોનેજ વળગે છે.

પંડિતજી જ્યારે આપની મુલાકાત મુંબઇમાં અમોને નશીબ થઇ ત્યારે તમોને ભાળતા અમોએ તર્ક બાંધ્યો, કે તમો કોઇ શાયદ દશ બાર રૂપીઆની નોકરી કરનાર સીપાઇ હશો, જેથી અમોએ તમોને પુછવા ધાર્યું કે, પેશાવરી પંડિતજી કયાં છે? પણ તમારા સુધી પહોંચવા અગાઉ અચાનક પંડિત બાલકૃષ્ણ શર્મા મળ્યા અને તેઓની મારફતે જાણ્યુ કે જેવણુની

મુલાકાતની ઇચ્છા છે તે તો તમો પોતેજ પેશાવરી પંડિત છો, તે જાણ્યા પછી અમારી થતી ભુલ સુધારીને મળવાનાં પોઝીશનથી મુલાકાત લીધી, તે પરથી અમોને કહેવાનું એટલુંજ છે કે "અજાણ" અને "આંધળો" એક સરખા ગણાય. તે ઉદાહરણ લેતાં યુરોપનાં છાપાવાળાઓ **નામદાર આગાખાન સાહેબને** વહેવારિક દૃષ્ટિથી ઓળખતા જે સીફારસો આલએનીયાના રાજા તરીકે કરી છે તે વાજબી અને વહેવારિક રીતે બરોબર છે, પણ તે તમારા અવિચારી ભેજાને ન રૂચતું હોવાથી જે આક્ષેપો ભરેલો ઉભરો જાહેરમાં લાવીને **નામદાર આગાખાન સાહેબની** નામવરી ન સાંખી શકનાર તરીકે પોતાને જાહેર કરો છો.

હીસ્ટરી ઓફ પરશીયા વીગેરે ઇતિહાસોમાં વાંચી જોશો તો તમોને માલમ પડશે કે અમારા **નામદાર આગાખાન સાહેબનાં** વડવાઓએ **ફાટમાઇટ ખલીફાતનાં લકબે** મીશરમાં પુર જાહોજલાલી સાથે લગભગ પોણાત્રણસો વર્ષ સુધી શહેનશાહત ચલાવી ઇટાલીઆ અરબસ્તાન અને યુરોપમાં રસાઇ કરી ફતેહપર ફતેહો મેળવી આખી દુનીયામાં મશહુર થયલા મનાતા ઇસમાઇલીઓનાં ઇમામો તરીકે જાહેર હતા, પણ તમારી આંખોપર દ્વેશ ભાવનો પડદો પડેલો હોવાથી તમોને ખરૂં સમજાય તેમ નથી. તેવીજ રીતે ઇરાન તરફ આવેલા **આલમોત** પહાડપર અને આખા **રૂદબાર પ્રગણામાં નામદાર આગાખાન સાહેબનાં** વડવાઓએ મીસર પછીની રાજધાની તરીકે પુર જોર શોરમાં સર્વોપરિ સત્તા સાથે લગભગ પોણા બસો વર્ષ રાજ કર્યું છે. તેવીજ રીત

હાલના **નામદાર આગાખાન સાહેબ** વગર તાજે આખી દુની-યાની સપાટીપર વીખરાએલા તેમનાં કરોડો મુરીદો ઉપર સત્તા ધારી છે.

પંડિતજી તમારા ગુરૂ દયાનંદની માફક આર્યસમાજીસ્ટ ચેલાઓ પીળા વસ્ત્રો પહેરી બાવા બની ભોળા તથા સાદી સમ-જના લોકોને મોહ પમાડી આસ્તીકોની આસ્થા ચુંથીને જે જાળ ફેલાવો છો તે તમારી દુતબાજીનો જવાબ અવસ્ય તમોને પરવરદેગાર પાસે આપવો પડશે.

કદાચ તમો અમારા ઉપલાં લખાણુથી એમ કહેવા નીકળશો કે ધર્મનાં વડા યાને ઇમામોને રાજ તાજની જરૂર હતી, તેના જવાબમાં અમો કહીશું કે અમો ઇસલામીઓનાં મનાતા મહાન પયગમ્બર હઝરત સુલેમાન (અ) એઓ ઇનશાન, હેવાન, જીનાત તથા પરીઓપર બાદશાહી ભોગવતા હતા, તથા હઝરત દાઉદ (અ) જેરૂસેલમનાં તખ્તપર બીરાજી મોટા વીસ્તારમાં જોર શોર સાથે હકુમત ચલાવતા હતા, તેમજ અમારા છેલ્લા મનાતા પયગમ્બર હઝરત-નબી મોહમદ મુસતફા (સ) અરબીયામાં મક્કા મોઅઝમમાં સત્તા ચલાવી છે. તેમજ અમારા તથા તમારા થઇ ગએલ વડીલોનાં મનાઇ ગયેલા ભગવાન શ્રી રામચંદ્રજી અયોધ્યામાં રાજ કર્યું હતું. શ્રી કૃષ્ણુ મહારાજે દ્વારીકામાં રાજ્ય સ્થાપી ભકતો ઉપર ઉદ્ધાર કર્યો હતો, તે તમો ક્રીયાહીણુ આર્ય સમાજીસ્ટ પંડિતોને આવી ઉત્તમ બાબતોની સમજ ગળે ઉતરવાની નથી.

એ માટે અમોને તમારા માટે પુરતી ખાત્રી છે કારણકે જેણે પોતાનાં બાપનાં નહી વાર્યા તે પાડોશીનાં શું વારશે.

પંડિતજી જેની આંખે કમળો હોય તે બધુંએ પીળું ભાળે, નહી તો જુઓ કમળા વગરનાં માણસ માટેની નીચલી દલીલ પ્રેમનું શું સ્વરૂપ બતાવે છે કે **હઝરત મુસા** (અ) જેઓ પરવરદીગારની મુલાકાતે હમેશાં જતા હતાં. તે એક વખતે જતાં રસ્તે જતાં રબારી મળ્યો, તેણે **હઝરત મુસા** (અ) ને કહ્યું કે તમો **પરવરદીગારની** મુલાકાતે જાઓ છો ત્યાં મારા તરફથી **પરવરદીગારની** હજુર પૂર નુરમાં વીનંતી કરજો કે જો પરવરદીગાર એક વખત મારી દાવત કબુલ કરી મારે ઘરે પધારે, તો હું મારી સર્વ ઘેટીઓ માંહેની સારી ઘેટીઓનું દુધ દોહીને પીવરાવીને પરોણાગત કરૂં. એવું રબારીનું બોલવું સાંભળી **હઝરત મુસા** (અ) હસવા લાગ્યાં. અને રબારીને ઠપકો આપતાં સમજાવ્યું કે પરવરદીગાર માટે એમ ન કહેવાય, એ સાંભળી રબારીનો દીલ આજુરદા યાને દીલગીર થયો. **હઝરત મુસા** (અ) એમ કહેતા રવાનાં થયાં. અને **સીના પર્વતપર** પરવરદીગારની મુલાકાતે પહોંચ્યાં. ત્યાં પરવરદીગાર **હઝરત મુસા** (અ) સાથે રાબેતા મુજબ વાત નહી કરી. જેથી **હઝરત મુસા** (અ) પોતે ખુદાનાં પયગમ્બર હોવાથી સમજી ગયા કે એ મારી ભુલનું પરિણામ છે, તેથી પશ્ચાતાપ કરી તોબા કરી પરવરદીગાર પાસેથી પોતાની થયેલી ભુલ માટે માફી મેળવી. ત્યારે નીંદા યાને અવાજ થયો કે, અયે **મુસા** જે રબારીને તેં નારાજ કર્યો છે તેનાં પાસેથી માફી માગીને ખબર આપ કે

"પરવરદીગારે તારી મેમાની કબુલ રાખી છે અને તારી ઘેટીઓનું દુધ ખુશાથી પીશે." **મુસા** તું જાણે છે કે હું દીલ જોઉં છું, સુરત કે લીબાશની મને દરકાર નથી. ત્યારે અમારા પ્રેમ દાતા **નામદાર આગાખાન સાહેબ** જે યુરોપનાં પેપરવાળાએ ચાએનાંથી સીફારસ કરી છે તેનાં માટે અમો મગરૂરી સાથે તેઓનાં ઉપકારી છીએ. કારણકે તેઓ અસલ સ્વરૂપ નહી જાણતા હોવા છતાં વહેવારીક રીતે જે યોજના રજુ કરી છે તેનાં માટે કાંઈ ખોટું કહેવાય નહી, પણ તમો અદેખા આર્ય સમાજીસ્ટ પંડિતોને રૂચતું નહી હોવાથી બળાપા સાથે દ્વેષ ભાવથી બખાળા કાઢીને અદેખાઇનાં ફફેલા ફોડો છો.

અમારા પવિત્ર હઝરત **નબી મોહમદ** (સ) ફકત અમો મુસલમાનોનાંજ પયગમ્બર ગણાય છે તેવી રીતે **શ્રી રામચંદ્રજી** તથા **શ્રી કૃષ્ણ** સનાતનીયોનાં ભગવાન છે, તેમજ અમારા અવલ ઇમામ મોલાનાં અલી (અ) કોમે **નુશેરી**ના ખુદા છે તેજ **હઝરત અલી** (અ) નુર હાલનાં નામદાર આગાખાન સાહેબમાં ઝલવાગર છે, તેથી તેવણને અમો ઇસમાઇલીઓ **હઝરતઅલી** (અ) તરીકે માનીયે છીએ. જેથી અમારા **રૂહાની પીતા** છે.

નામદાર આગાખાન સાહેબને સંસાર તો એક વહેવારીક નામાંકિત પુરૂષ તરીકે લેખે તેમાં કાંઈ નવાઈ નથી. પણ તમારી ધ્રષ્ટતા તમોને અંધારામાં ધસડી જવાની હોવાથી તમારો કીના ભરેલો ઉભરો બહાર કાઢવા અથવા ખરૂં પુછતાં પેટ માટે પાપ વહોરવાની વેતરણ કરતા માલમ પડો છો.

**નામદાર આગાખાન સાહેબ** "પબ્લીક જીમેદારીઓ"નો કેવો ખ્યાલ રાખે છે તે **ભલી બ્રીટીશ ગવર્હર્નમેન્ટને** પુછી જુઓ અથવા તમારા પોતાના શીખેલા ભેજાથી સમજી જુઓ સડેલા ભેજાથી નહી તેમજ અપક્ષપાત પ્રગનનાં અંતઃકરણથી વીગતો મેળવો. આગળ વધી અમો એમ કહીશું કે, અમારા ઇમાનને પુછી જુઓ તો તમોને ખુદા હીદાયત કરશે અને તમારા ચશકેલા ભેજાને ઠેકાણે લાવશે, ત્યારેજ તમો સમજી શકશો કે તમારી હુશીયત શું છે, આગળ વધીને તમારી ચોઠ્ઠીમાં લખો છો કે "એ તો એક આક્ષેપનો ફકરો છે. તેવીજ રીતે તમારા ગુરૂ દયાનંદનાં શિક્ષણથી તમામ ધર્મોપર આક્ષેપો મુકી આખી દુનીયાનાં દીલ દુખાવીને પોતાપર આફતો વહોરી લીધી છે. પંડિતજી પેટ ખાતર આવું પાપ કમાવાનુ માંડી વાળો અને રૂખી રોટીપર સુખર કરી સતકર્મો આદરો નહીતો તમારા જેવા પંડિતોને અખો ભગત ઉઘાડા પાડીને શું સિધ્ધ કરે છે તે સાંભળો.

## પ્રપંચ.

**પ્રાય પ્રપંચ આળપંપાળ, પંડિતે તેના ગુંથ્યા જાળ**
**શ્લોક સુભાષિત મીઠી વાણ, તેણે મોહયા કરી અંજાણ.**
**કહે અખો મર્મ સમજયા પખે, સંસ્કૃતનું પાકૃત કરી લખે.**

**અખો.**

—— o*o ——



# શું સાચું લખવાથી—ધાસ્તી રહે છે.

## સવાલ ત્રીજો.



આગાખાન સાહેબ? આપનાં પુસ્તકોમાં જોવામાં આવેલી ઘણી બાબતો ખાસ મારા દીલમાં છે કે જેપર આપનું લક્ષ ખેંચવા માંગું છું પરંતુ અંહી લંબાણ લેખ થઇ જવાની ધાસ્તીને લીધે માત્ર એક બે.અગત્યની બાબતો તરફ આપનો લક્ષ દોરવા ચાહું છું.

# જવાબ ત્રીજો.

—:૦;—

## દોહરો.

**અક્ષર એક ન આવડે, ઉર અભિમાન અપાર,**
**જગમાં તેને જાણવો, મુર્ખનો સરદાર.**



ડી

ણા અફસોસ છે ! તમારી પંડિતાઇપર, તમારા આવા ખોટા ગપોડા તમારા મહાશયો પાસેજ ચલાવશો તો ત્યાં નભી જશે. બાકી સત્યતા પાસે તો તમારૂં પોકળ ચાલશે નહી, જેના માટે તમારો જીવ ડંખતો હોવાથી લેખ લંબાવા માટેની ધાસ્તી ખાય છે. કારણકે લંબાણ લખાણ કરવાથી સ્પષ્ટતા થશે અને સચાઇનાં અક્ષરો અંદરથી ઝળકી નીકળશે. એજ ધાસ્તીએ તમારી કલમને અટકાવેલ છે જેવી રીતે કહેવત છે કે **બહોત બોલે સો બંદ પડે.**

અમારા **નુર ચશમ મૌલાનાં નામદાર આગાખાન સાહેબે** કોઇ પણ પુસ્તક લખેલ નથી. પણ અમારો મઝહબી ઇલમ અમારા થઇ ગએલા મહાન પીરો હઝરત **સતગુર નુર** (નુરૂદીન) હઝરત **પીર શમ્સ**, હઝરત પીર **સદરદીન**, હઝરત પીર **હશન કબર-**

**દીન** તથા હઝરતપીર **તાજદીન**, વીગેરે પીરો જેઓએ અમારા **નામદાર આગાખાન**ના વડવાઓ જેઓમાં મૌલાના **હઝરત અલી** (અ) નું નુર ક્રમવાર ઝલવાગર હતું. (તેજ નુર હાલનાં અમારા **નામદાર આગાખાન** સાહેબમાં જલવાગર છે.) તેઓની તે તમામ પીરોએ **નુરે ઈલાહી** સમજી પરસ્તીશ કરેલ છે. અને અમો મુરીદોને પણ શીખાડેલ છે; તથા મજકુર ઇલમનાં પુસ્તકો રચી તે વડે અમારો મઝહબે **સતપંથ** યાને સાચો રસ્તો સમજાવેલ છે. અને એ પવિત્ર રસ્તાપર ચાલવાથી અમારા મહાન પીરો **નુરે ખુદા**ની એકત્રતાથી અમારા માટે મુક્તિ દાતા બની અને પોતે પયગમ્બરી દરજ્જો મેળવી, તેઓ અમોને ખુદાઇ ઇચ્છાનો પયગામ આપીને આ ભવબંધનથી છુટવાનો રસ્તો દેખાડતા ગયા છે, જે રસ્તાનો પ્રસાર કરનારાઓ મોટા મરતબાને પામ્યાં, જેવા કે પીર કહેવાયા, પયગમ્બરો લેખાયા, મહાત્માઓ ગણાયા, દેવદેવતાઓ સમજાયા, તેજ રસ્તો છલોછલ સંતથી ભરેલો અમોને વારસામાં દેતા ગયા.

પંડિતજી બતાવો **નામદાર આગાખાન** સાહેબનાં લખેલા પુસ્તકો કયા છે? તમોને એટલી પણ શુધ્ધ નથી ઇસિમાઇલી ઇલમ શાસ્ત્ર થઇ ગએલા પીરોએ લખેલ છે કે **નામદાર આગાખાન** સાહેબે લખેલ છે તે પરથી સિધ્ધ થાય છે કે તમો કોઇ પણ વખતે ઇસમાઇલી હતાજ નહી અને જેવી રીતે અધુરાઓને શેતાન વસવસો નાંખે છે તે પ્રમાણેનાં કૃત્યનો તમોએ આરંભ કરેલો દેખાય છે. આવી સાધારણ અને સ્પષ્ટ બાબતનું તમોને ભાન નથી.

જે વિગતો પરધર્મીઓ પણ જાણે છે તેટલું પણ તમો જાણતા કે સમજતા દેખાતા નથી અને ખોટી રીતે ગલે બાજીને મુરીદ હોવાનો દાવો કરો છો તે કેટલો હસવાજોગ છે, પંડિતજી એમ પંડિતાઇ થતી નથી.

વળી લખો છો કે મારા દીલમાં ઘણી બાબતો છે, તે બધી આવી ને આવી ખોટી અભિમાન ભરેલી અને એક પણ અક્ષરમાં ખરાપણાનો તત્વ હશે નહી. જેવી રીતે કહેવત છે કે **દીકરાનાં પગ પાલણામાંથી પરખાય** તેવી રીતે તમારૂં જ્ઞાન કેવું ઉંચું અને સત્યતા ભરેલું છે. તે ઉપરનાં લખાણોથી સ્પષ્ટ સમજાય છે.

આગળ લખો છો કે "હું તમારૂં લક્ષ દોરવા ચાહું છું," તે બદલ લક્ષ ખેંચતાં કહીશું કે **ગુરૂ તેવા ચેલા** જેમ તમારા ગુરૂ દયાનંદે તમામ મત મતાંતરોનું ખંડન કરી આ સંસારમાંથી અપકીર્તી મેળવેલ છે, તેવી રીતે અવશ્ય તમોને પણ વહન કરવું ઉચિત છે, કારણકે ગુરૂનો વારસો ચેલાને મળવોજ જોઇએ. તે પ્રમાણે તમારા ગુરૂ દયાનંદનો ચીલો નીભાવવા બહાર પડયા છો, બાકી જ્ઞાનને અને તમારે ઘણું છેટું છે. જેમકે "विरक्त स्यतत्सिद्धि" વૈરાગ્યવાનનેજ સિધ્ધિ થાય છે. તેં વૈરાગ્ય અખતીયાર કરવાને બદલે પંડિતજી તમે તો દ્વેષ ભાવે ચુંથણાં ચુંથવાને બેઠા છો, એ પંડિતાઇનાં નામને છાજતું નથી યા તો પંડિતાઇનું ડોળ મુકો અથવા સત્ય આચરણનો આરંભ કરો બાકી સમજો કે જેમ શ્વાન સુકો હાડકો ચાવે છે તેથી તે શ્વાનનુંજ જડબું ચીરાય છે અને તેમાંથી લોહી

ટપકે છે, તે લોહી સુકા હાડકામાંથી નીકળતું સમજી તે લોહી પોતાને પુષ્ટિ આપશે. એવું માની તે શ્વાન પોતાનાં મનમાં મલકાય છે, તેવી રીતે દંભિક પુરૂષો પોતાનાં પેટ ભરવા ખાતર હાડકારૂપી કુડા કૃત્યો આદરીને તેમાંજ આનંદ માને છે અને પોતાને કૃતાર્થ થઇશ એમ સમજીને અધુરા જ્ઞાનને લીધે વગર અનુભવે બધાઓથી પોતાને શ્રેષ્ટ સમજે છે પણ જ્યાં સુધી જનજાતિનો પ્યાર ખેંચી લેવાને શક્તિવાન નથી ત્યાં સુધી ભ્રાતૃ ભાવની ગાંઠ ગાંઠવામાં ફળીભુત થવાય નહી, ત્યાં સુધી તે પંડિત પછાત છે, અજ્ઞાની છે અને નાદાન છે, જે જન સમુહમાં પ્રિય થઇ પડે, સર્વેના અંતઃકરણોમાં જેના પ્રત્યે ભાવ અને માન ઉપજે, ખરેખર તેજ જ્ઞાની છે તેજ પંડિત છે અને તેજ ધર્મનો દોરવનાર છે. જુઓ લક્ષણ **નુરે ખુદા નામદાર આગાખાન** સાહેબનાં કે જે શક્તિમાન અને સત્તાવાન છે. તમારા શા ભાર છે? કે એક શબ્દ પણ ગલીચ અથવા આક્ષેપ ભરેલો લખી શકો, પણ જેઓ દેવ પુરૂપ છે તેનાં લક્ષણ પણ દયાનાં મહાસાગર જેવા હોય છે. માટે શીખામણ લ્યો અને સમજો.

**रुचं नो धेहिं ब्राह्मणेषु रुचं राज सु नस्कृधि ।**
**रुचं विश्वेषु शूद्रेषु मयि धेहि रुचारुचम् ॥**

(યજુર્વ વેદ.)

**અર્થ**:—અમારામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વઇશ્યો અને શુદ્ર ઉપર સ્નેહ ઉપજાવો ને અમે અરસપરસ ચાહીએ.

# શું તમો પંડિત હોઈ ભોળા હતા.

## સવાલ ચોથો.

—:*:—

આગા સાહેબ? પંજાબમાં આપનાં મુરીદો જે સોની કંસારા, કુંભાર, ડોલી ઉપાડનારા, વિગેરે હિન્દુ અને મજુર વર્ગના લોકો છે, તે તદન સઘળા અભણ અને ભોળા છે. તેમજ આપના રચેલા પુસ્તકો વિના તેમણે બીજુ કાંઇ સાંભળ્યું જોયું કે વાંચ્યું નથી કેમકે તેમને કોઈ પણ પરાયો ધર્મ વિદ્યા કે શાસ્ત્ર શીખવાની પરવાનગી નથી એટલે કે આપના પુસ્તકોને શિક્ષણે તેમને સુધારા તથા સત્યતાથી બીહવડાવી અને તે પ્રત્યે તિરસ્કાર ઠસાવી આપેલ છે.



# જવાબ ચોથો

—:*:—

## [ લીખ લીખકે ભયે ચોર. ]

**"પોથી પડ પડ પંડિત ભયે, લીખ લીખકે ભયે ચોર;**
**"જીસ પડને પિયા મિલે, વોહ પડના કુચ્છ ઓર.**



શ્રીમાન? ઉપલા લખાણથી તમો તમારો પંડિતપણા સાબીત કરવા માંગો છો. પણ ખરૂં જોતા તેને બદલે પાંડિત્યપણો શોદ્ધ થાય છે. કારણ એ લખાણ નાદાની નાં નમુના અને દ્વેષ ભાવની લીપીઓ સિવાય કાંઈ નથી તમો સારી રીતે સમજી શકો છો તેમ દુનીયા પણ જાણી શકે છે કે સ્વધર્મ તજીને જે પરધર્મ અખતીયાર કરતા હશે તે પોતે પાળતા ધર્મથી ભળવા માંગતા ધર્મમાં કાંઈ શ્રેષ્ટતા જોઈનેજ સ્વીકાર કર્યું હશે, જોકે એમ પણ કહીશું કે કેટલાક સ્વાર્થીઓ અને પ્રપંચીઓ માયાને અંગે અથવા વિષય વાસના પુર્ણ કરવા માટે સ્વધર્મ તજીને જે ધર્મોમાં એવી ગલીચ પૃથાઓ પડેલી છે તેમાં ભળે છે તે પૃથા અમારા **સત્યપંથ** યાને સાંચા ધર્મમાં પડેલી નથી બલકે એવા કૃત્યોને ધીક્કારે છે અને પંડિતજી તમે પોતેજ તમારી **ખુલ્લી ચીઠ્ઠી** દ્વારા સાબીત કરી આપેલ છે કે દાન દેવું એ અમારા પંથીઓની અયેન ફરજ છે ત્યારે માયા

લેવાને બદલે દેવી અને કુદ્રષ્ટિ કરનારને જે પંથ મહાપાતકી ઘણે તેવી સખત સરતો સ્વીકારીને ભળે તેને કોઈ પણ માણસ ભોળો અથવા અભણ ગણશે. અથવા તે અંધ શ્રધા ધરાવનાર કહેવાશે? કદી નહિ?

ભોળા અને અભણ લોકો તો પોતાનો ધર્મ પર સાચ જુઠ સમજ્યા વિના મોઢું ઢાંકીને પડી રહે છે. બાકી ધર્મનું તોલ કરવો અને સત્ય શું છે તેમજ અસત્ય શું છે તેનું ચોકસ કરી પોતાની નાત જાત તજી રીત રીવાજ છોડી સગા સબંધીઓને મુકી કોઈની કનવાર કર્યા વગર જઇને પરધર્મમાં ભળવું તે કાંઈ અજાણ અને ભોળા માણસોની એવી તારીફ લાયક હીંમત રહેતી નથી.

એવી હીંમત કરનારાઓ **વેદને** આધારે તથા પવિત્ર **કુરાને** શરીફનાં ફરમાનને અનુસારે ખુદાઈ જ્યોતિની હસતી યાને હમેશાં માટેની જાહેર મોજુદગી રહે છે, તેમ સમજી તેની શોધ કરી પવિત્ર જ્યોતિને ભેટીને પાવન થવું એ તો મુક્તિની આશા ધરાવવા-વાળા બુધ્ધિશાળીઓનું કૃતવ્ય છે, વીચારો કે તમારા જેવા પંડિત પણ દાવો કરે છે કે **સત્યધર્મ** તરિકે સ્વીકારીને ઈસમાઈલી ધર્મનો અંગીકાર કર્યો, ત્યારે તમો પંડિતાઇનો દાવો કરનારા હોવાને અંગે શું ભોળા હતા કે અભણ હતા કે મજુર અથવા ડોલી ઉચકનારા હતા તે ફરમાવશો. તેમ નહી તો શું તમોએ બીજું કાંઈ વાંચ્યું જોયું અને સાંભળ્યું ન હતે તો તમો પંડિત કહેવાતે કેમ. તે પરથી

સાબીત થાય છે કે તમોએ જે ઉપલા લખાણમાં આક્ષેપો મુક્યા છે તે તદન બનાવટી અને ખોટા છે, કારણ તમો પંડિતાઇનો દાવો કરી પોતાને ચાલાક અને ઘણા બુધ્ધિવાનમાં ખપાવો છો છતાં **નામદાર આગાખાન** સાહેબનાં મુરીદ થયા એમ જાહેર કરો છો, ત્યારે અત્રે એક સવાલ ઉભો થાય છે જે અમારા ધર્મમાં કાંઈ પણ સમજી વીચારીને સત્યસાર જણાયો હશે ત્યારેજ તમોએ **સતપંથ** ધર્મ સ્વીકાર્યું, જો કે પાછળથી કોઈ દુન્યવી મતલબને અંગે પોતાનો સ્વાર્થ સાધવા માટે સત્ય ધર્મ તજી ગયા તો થયું શું.

દાખલા તરીકે મોટા મોટા મહાન રૂષીયો ને દેવોને પણ માયા અથવા સ્વાર્થે ભુલાવી દીધા છે, ત્યારે તમારા જેવા ફકત નામધારી બીચારા પોકળ પંડિતોની હેશીયત શું જે દ્રઢ રહી અચળ રહે! પણ જો માયાની ફરેબી જાળમાં ફસાવાનો તમોને પ્રસંગ નહી મળતે અથવા લોભાઈ નહી જતે તો અવસ્ય આજે તમારા વિચાર મલીનને બદલે સ્વચ્છ હતે તેમ સમજી અને હવે પછી પણ તોબા કરો તો અમારા સરતાજ **નામદાર આગાખાન** સાહેબનાં દરવાજા ખુલ્લા છે. આવે તેનો ધર્મ છે. અને જાય તેની દરકાર નથી. સૃષ્ટિની શરૂઆતથી એ ધર્મની એજ રીતી અને નીતિ છે.

અફસોસ એ છે કે તમો લખો છો જે "પરાયો ધર્મ કે વિધા કે શાસ્ત્ર શીખવાની પરવાનગી નથી." એમ કહેવું અથવા લખવું તે કેટલું શરારત ભરેલું છે તે અંહી સાબીત કરતા કહીશું કે અમારા મહાન પીરો જેવા કે પીર **સતગુર** (નુરૂદીન), પીર **શમ્સ**

પીર **સદરદીન**, પીર **હશન કબીરદીન**, પીર **તાજદીન**, વીગેરે જેઓ **નામદાર આગાખાન** સાહેબનાં વડવાઓને માનનારાઓ હતા. તે પીરોએ જે પુસ્તકો લખ્યા છે તેમાં ખુલ્લે ખુલ્લું દરશાવેલું છે કે **વેદમુકદશ** અને પવિત્ર **કુરાને શરીફ** વાંચી જુઓ કે સૃષ્ટિની શરૂઆતમાં જે નુર **શ્રી વિશ્નુ પરમાત્મામાં** પ્રસરી રહ્યો હતો. તેમજ ઇસ્લામની રૂએ જે નુર ખુદાનુ **હઝરત આદમ** (અ) માં હતો, તેજ નુર ક્રમવાર બદલાતો હાલમાં કયા પુરૂષમાં ઝલવાગર છે. જે વંશાવળી તપાસેથી સહેલાઇએ સમજી શકાશે, અથવા શ્રધાળુને પરવરદીગાર પોતે સુઝાડશે. જેમ પવિત્ર કુરાને શરીફની **સુરતુન નુરમાં** ખુદા ફરમાવે છે,

## આયત.

**"અલ્લાહ જેને ચાહે છે. તેને પોતાનાં નુર વડે હીદાયત કરે છે."**

એ **અલ્લાહનું** ચાહવું ત્યારેજ થાય છે કે જ્યારે પાખંડપણો અને પ્રપંચ તજી આપ વડાઇ છોડી શ્રધ્ધા વળે શંશોધન કરે તો તે **નુરેખુદાને** મેળવી શકે છે. આ સ્થળે સમજાવી શકશો કે પંડિતજી અમોને બીજા શાસ્ત્રોની પરવાનગી નથી તે તમારૂં લખવું કેવી રીતે ટકી શકે છે.

બાકી કહેવત છે કે **ગુરૂ તેવા ચેલા** જેમ તમારા **ગુરૂ દયાનંદે** દ્વેષ ભાવથી તમામ પ્રજાનાં ધર્મોને વખોડી તમામ ધર્મોપર તિરસ્કાર દરસાવ્યું તેનો વારશો તમોને સોંપતા ગયા લાગે છે, બાકી અમો

તો દરેક ધર્મનાં પુસ્તકોમાંથી અમારો ધર્મ સત્ય છે. એમ સમજાવી શકીએ છીએ. અને દરેકનું વાંચન કરી સાર ગ્રહણ કરીએ છીએ. જેમ અમારા મહાન પીરોએ **વેદમુદકરશને** આધારે **સતપંથ** ધર્મ સ્થાપ્યો, અને જનસમુહનાં છેલ્લા વલણને અનુશાર **પવિત્ર કુરાને શરીફનાં** ફરમાન મુજબ છેલ્લા સુધારાની પધ્ધતિ આલમને અનુકુળ પડતી ભાષામાં **ખુદાઈ નુરની** પીછાણ કરાવવા રૂગ, યજુર્વ, શામ, અથર્વ, એ ચારે વેદોનું તત્વ હઝરત અલી (અ) નાં ઝમાનામાં પવિત્ર કુરાને શરીફમાં સમાવેશ કરી પાછળથી હીન્દ દેશમાં એ તત્વ સમજનારા પીરોએ હીન્દી ભાષામાં ઉપદેશ કર્યો કે,

**[ પવિત્ર જ્ઞાન. ]**

**ગંગા બીનારશ મત જાઓ ગોદાવરી.**
**રામ ભજન અબ કેશા.**
**અલી અધો રૂપ ભયોરે નારાયણ.**
**જેસી કરણી ફલ તેસા.**

**પીર હશનકબીરદીન.**

પીરોએ સમજાતી ભાષામાં જે ઉપદેશ કર્યો. તેનો કારણકે જમાનો જતાં સંસ્કૃત ભાષાના સમજનારા રહ્યા નહી. જેથી પ્રપંચી પંડિતો વેદનાં શ્લોકો વડે સાધીસમજ ધરાવનારાઓને ઉંધે રસ્તે દોરવી પોતાનો સ્વાર્થ સાધવાની બાજી રમવા બેઠાં તેથી અમારા મહાન પીરોએ દયા ભાવ કરી અનેક તકલીફો સહન કરી દુર દેશાવરોથી અત્રે હીંદમાં આવી અને સાચું શુ છે તે સમજી શકાય

તેવી ભાષામાં સ્પષ્ટ સમજાવેલ છે. જેથી કોઈ પણ માણસ પ્રપંચી પંડિતની જાળમાં ન ફસાતા પોતાની મેળે **સતપંથ** સમજી શકે તે રૂઢીસરની હીદાયત કરી નીચેનાં **અથર્વ વેદ**ની અલ્લો ઉપનીષદમાં છે તેનું પ્રથ્થકરણ કરી અને તેને આધારે છેલ્લા અમારા પાક **નબી મોહમદ મુસતફા** (સ) નો કલમો ભણી **સતપંથ** ગ્રહણ કરવા સમજાવેલ છે.

## શ્લોક—અથર્વ વેદ.

**हरि ॐ अल्ला इल्लल्ला अनादी स्वरुपाय अथर्वणी**
**शाखांन्हीं जनानां पशु सिद्धांन् जलचरान् अदृष्टंकुरुकुरुफद् ॥**
**असुर संहारिणींहं अल्लो रसुल महमद रकबर रमल्लेअल्लो-**
**इल्लेतिल्लाः ॥ ७ ॥**

---

## ❋ ઇસમાઇલી ભાઇઓને અપીલ. ❋

**ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ** જે લેખકોને પુસ્તકો છપાવવાને મદદ કરે છે જેને પરિણામે આપણા પવિત્ર મઝહબ પર ખોટા ટીકા કરનાઓને સાચું શું છે તે સમજાવવાનું બની આવે છે, માટે ઊદાર બીરાદરો બનતી ધનથી, મનથી અથવા તનથી એ ખાતાને મદદ કરીને ફંડમાં હાથ લંબાવશો તો એ એક ધર્મ અભિમાન ગણાઈ ઉત્તમ કહેવાશે.

**સી. એ. જે. ચુનારા.**

# શું આપ ખુદા યા પયગમ્બર છો.

## સવાલ પાંચમો.

—:*:—

આગા સાહેબ? આપના મુરીદો અજ્ઞાન તથા ભોળપણુને લઇ ઘણા ઇમાનદાર તથા ભાવિક છે, ને આપના પુસ્તકોનાં ઉપદેશને લઇ આપનેજ ખુદા અને આપનેજ પયગમ્બર માની બંદગી કરે છે. અને ઇચ્છા તથા ખુશીથી આપના સખ્ત તથા ઉપડી ન શકે તેવા કરો જે તેમનાપર અદા કરવાનું આપે ફરજીયાત કરેલ છે. તે લાંબો વખત થયો હજુ સુધી આપયા કરે છે. લગભગ દશ બાર વર્ષની મુદત થવા પામી કે આપ પેશાવર પધારયા હતાં અને પંજાબનાં

મુરીદોમાંથી હુજારો રૂપીઆ રોકડા અને ભેટ સોગાદ તે બાપડાઓ પાસેથી લઇ ચાલ્યા ગયા હતાઃ આપ તો લઇ સીધાવી ગયા પણ અમો તથા તેમને માલમ છે કે તેઓ ઘણી મુદત સુધી કરજ વીગેરેથી મુક્ત નહી થઈ શકયા હતા. કેમકે કેટલા કુટુંબોને બીજા ખર્ચો ઉપરાંત માત્ર આપના કરો ચુકવવામાં પાંચ પાંચસો રૂપીઆ સુધી આપને નજરાણું કરવા પડયા હતાઃ



## જવાબ પાંચમો.

—:*:—

### દોહરો.

"બડા બડાઇ ના કરે, બડા ન બોલે બોલ;
"હીરા મુંહસે ના કહે, લાખ હમારો મોલ.



હીબા તમારા હાલપર દયા આવે છે કે જેમ એક આગગાડી પોતાનાં પાટાપરથી સીધી ચાલી જતી હોય ને તે જો પાટાપરથી ગબડી પડે ત્યારે ગાડીને પોતાનું ભાન રહેતું નથી કે હું કયાં જાઉં છું. અને કુદરતી જે બાજુ ઢળાણ હોય તે તરફ ખાડામાં જઇ પડે છે, તેવી રીતેજ તમારી સ્થિતિ કફોડી થઇ પડી છે કારણકે લાઇન મુકીને હવે પેટનો પોષણ કરવા માટે થાબા આપો છો.

નહી તો કહો ગવ્હર્નમેન્ટ જે પ્રજા પાસેથી ટેક્સ લે છે તે પોતાનાં આરામ માટે કે રૈયતની રખેવાળ અને નીભાવ માટે? તેવીજ રીતે **નામદાર આગાખાન સાહેબ** અમારા ધાર્મિક ગવ્હર્મેન્ટનાં માલેક અને મુખત્યાર છે, તેવણને અમારી નીગેહબાનીને અર્થે જે આપીએ છીએ તેનાં તેવણ હક્કદાર છે. જે પવિત્ર **કુરાને શરીફ**માં **ખુમ્સ** શબ્દ છે તે કરપર વખતનાં ઈમામનો હક છે તેની રૂહે અમો આપવા બંધાએલા છીએ? જો તે નામદારનાં મુરીદ હોઇએ તો?

પંડિતજી તપાસી જુઓ જે ઇસલામનાં કાયદા શું છે તે સમજીને પછી માથું ગુસાડશો તો તમારી સુધ્ધ ઠેકાણે આવશે અને ફરીથી આવા કમ અક્કલી સવાલો કરવાને હીંમત કરશો નહીં; અમો ઇસમાઇલીઓ તો ફકત એકલા **નામદાર આગાખાન સાહેબ** જેઓ અમારા હાલનાં **ઇમામ** છે તેવણનેજ હકીકતી ઇસલામના ફરમાનની રૂએ અમારી એક ફરજ અદા કરીએ છીએ પણ તમો આર્યસમાજીઓ ને હાથે લુટાઓ છો જેમ કે ગુરૂકુળને નામે મીંડા ભરેલા આંકડાઓ ચડાવી તેને દાન તરીકે ઓળખાવી મુક્તિની આશા ભરેલા લેકચરો લંબાવો છો.

આહા અજબ ઝમાનો આવી પુગ્યો છે કે ઠેકાણા વગરનો દાન કરનારાઓ સુપાત્રો સામે બાથ ભીડે દલીલ તરીકે વેશ્યા હોઇ પતિવ્રતાથી હરીફાઈ કરે એવું તો ઉંધી દ્રષ્ટિ ધરાવનારી પ્રજા સ્વીકારશે કે જેઓ પરમાત્માને ભુલીને પંડિતોનાં બંદાઓ થઇ બેઠા હશે; પણ જેના દીલમાં ઇન્સાફ છે તેતો જરૂર છેલ્લા ખુદાઈ સુધારાની રૂએ

ઇમામને હક દેનારાઓ ઇમાનદાર અને ભાવિક ગણાશે, જેમ પવિત્ર કુરાને શરીફની **સુરતુલ બકર**ની આયત ૧૯૫ માં છે કે,

## આયત.

**ખુદાને રસ્તે દાનમાં પઇસા ખરચો અને તમારે પોતાને હાથે નાશમાં આવી પડો નહીં,**

તે પરથી ધાર્મિક ટેકસો ભાવિકોને કદી પણ બોજારૂપ હોતી નથી તેમજ તેનાં બંધારણો પણ ફકત **પીરી મુરીદીનો** સંબંધ સાંચવવા માટે ઇચ્છિવા જોગ હોય છે પણ તમારી ભડકાવનારી પદ્ધતિ પ્રમાણે તમોને એમ લખવુંજ જોઇએ. સીધુ અને સરળ સાચું લખો તો તમારૂં લખાણ **સતપંથ**ના વિરૂધીઓને ચાનક આપનારૂ નીવડે નહી તેને પરિણામે તમોને પાપી પેટ ભરવાને સાંસા પડે, બાકી સુપાત્રે દાન કરનાર ધર્મની રૂએ કદી પણ કરજવાન થતો નથી સામે તેને બરકત થાય છે, પણ કહેવત છે કે **તેલીકા તેલ જલે** તેમાં તમારા જેવા પંડિતોનો જીવ બળે? તેથી **આગાખાનીઓનો** દોષ શો? બાકી ભાંગ પીધેલો માણસ તમામ દુનીયાને ડોલતી જુએ છે ખરૂ જોતાં ડોલતું પોતે હોય છે તેવા અધમ જનો પોતાનાં અવિચારો તરફ રજુ નહી થતા પગે બળે અને ડુંગરે બુજાવા જાય તેવી કફોડી સ્થિતિમાં રહીને ઇર્ષાના આવેશમાં આવા ઉંધા લખાણો લાંબા લખીને જન સમુહમાં પોતાની હૅશીયત જાહેર કરે છે, બાકી હકીકતી ઇસલામની રૂએ કાંઇ પણ ગેરવા-

જખી નહી ગણાશે. જેને અમો ઇસમાઇલી ઝમાનાનાં ઈમામ તરીકે સ્વીકારીએ તેથી ખુદાનું નુર એજ હોઈ શકે ત્યારે **ખુદા તે નુર** છે, તેને દીન દુનીયાનો માલેક સમજી અને **નુરેખુદા** અથવા પયગમ્બરનો દરજ્જો આપવામાં કોઇ પણ રીતે ઇસલામનાં બંધારણને બંધ બેસતું અને વાજબી કહેવાશે, પણ જેની દ્વેષ ભાવથી ફુગી ફુગી પંડિતપણાના ગુમાનમાં લખવાની ટેવ હોએ, તેવાથી નક્કી સત્ય અળગોજ રહે છે. બાકી સત્ય વળે શંશોધન કરી અમો ઇસિમાઇલી **નામદાર અગાખાન સાહેબને** અમારા પવિત્ર ઇમામ તરીકે સ્વિકાર્યું, ત્યારે અમારા માટે ચોકસ સુપાત્ર એજ મહા પુરૂષ છે તેને દીધેલો દાન અમારા માટે મુક્તિ દાતા અને સત્ય દર્શન દેનારો નીવડશે. જુઓ નીચેનો લખેલો શ્લોક શું કહે છે.

## શ્રી વદ્ધ ગઉતમ સહિતા.

**अपात्रेभ्यस्तु दत्तानि दानानि सुबहू न्यथि ।**
**वृथाभवंति राजेंद्र भस्मथाया ज्यांहुतिर्यथा ॥**

**અર્થઃ**—હે રાજેન્દ્ર? અપાત્રોને બહુજ દાનો આપ્યાં છતાં પણ ભસ્મમાં આપેલી ઘૃતની આહુતીને પેઠે તે દાનો વૃથાજ થાય છે.

પંડિતજી જેમ હિન્દુ શાસ્ત્રમાં સુપાત્રે દાન કરવાની પૃથા પડેલી છે. તેમ અમારા પવિત્ર કુરાને શરીફમાં પરવરદીગાર ફરમાવે છે કે,

## આયત.

**જે અમે તેઓને રોજી આપી છે તેમાંથી છુપું અને જાહેર દાન કર્યું છે. તેજ આ લોકો છે કે જેઓના માટે આવતી જીંદગીમાં પરિણામ સારૂં છે.**

**[સુરતુરરઅદ] આયત ૨૨.**

પંડિતજી અફ્સોસ છે. તમો ધાર્મિક ફરમાનો નહી સમજવા છતાં ધાર્મિક અંગે ફરમાનને અનુસરી વર્તન કરે તેને માટે ખોટા ખ્યાલ ઉભા કરવા જે દુરાગૃહ કરો છો તે દ્વેષ ભાવથી તમોને ખુંચે છે તેનો પરિણામ છે છતાં તમો દ્વેષ ભાવ ધરાવનારા હોવા છતાં જે સાચા ઓડકાર કહાડેલા છે કે "આપના મુરીદો ઘણા ભાવિક અને ઇમાનદાર છે," તે તમારી કબુલાત એ તમારી અંધ શ્રદ્ધા તથા હઠધર્મીપણો શાધ્ધ કરે છે. ખ્યાલ કરો ભાવિક તથા ઇમાનદાર કોન હોઈ શકે જે પુરણ પવિત્ર પ્રેમી જન હોય બાકી ભોળા મનુષ્યની બુદ્ધિ તો શઠ હોય છે તે કાંઇ પણ સમજવાને શક્તિમાન થઈ શકતો નથી. તેથી તે ભાવિક અને ઇમાનદાર થઇ શકતો નથી, જેથી તેને પ્રેમની પ્રસાદી નશીબ થતી નથી. માટે સંભાળજો કે પારકી ને પારકી નીંદા અને ચીન્તામાં તમોને એવા પ્રકારનો રોગ લાગુ નહી પડે કે જેનો ફરીથી ઓષડ નમળે તેથી પરિણામ ભયંકર આવશે ને તમોને હમેશા માટે ધર્મની ક્રીયાઓથી નાબુદ અને બે નશીબ રાખી અંધારી ગારમાં ગસડી જશે.

બાકી અમારા **નામદાર આગાખાન સાહેબ** જે **નુરે ખુદા** યાને **ઇશ્વરી અંશ** વંશાવળીથી સાબીત છે. તેમજ અમારા મહાન પીરો તરફથી **વેદ મુકદ્દશ** તથા પવિત્ર **કુરાને શરીફ**નાં આધારે જે **નુર** યાને **જ્યોતિ** અમારે નજરે પડી છે. તેનાં માટે તમારા જેવા મલીન મનનાં પંડિત શું ઉકાળી શકવાનાં હતા, સત્યનો તો હમેશાં ઝળકાટપર ઝળકાટ છે જેના માટે પવિત્ર **કુરાને શરીફ**માં જુઓ પરવરદીગાર શું ફરમાવે છે.

## આયત

**તેઓ ઇચ્છે છે કે તેઓ ખુદાનું નુર પોતાનાં મ્હો વળે ઓલવી નાખે પણ પોતાનાં નુરને સંપુર્ણ કરનાર છે જો કે કાફરો તેનાથી નારાજ હોય.**

**[ સુરતુસ સફ ] આયત ૮ મી,**

પંડિતજી પરવરદીગારનાં ફરમાન પ્રમાણે હજારો વર્ષોથી કાફરો એજ **ખુદાઇ નુર**થી દુશ્મની કરતા આવ્યા છે છતાં તે નુર જેવો હતો તેવોજ છે ત્યારે તમારા જેવા ધૃષ્ટતા ધરાવનારની શું ગુંજાસ છે. અને **નામદાર આગાખાન સાહેબ** ખુદા છે કે પયગમ્બર છે તે તમો કેમ માનો કારણ કે તમારી સમજમાં કોઇ જાતનો બંધારણ કે ક્રીયાઓ તો છેજ નહી તેથી ફાવ્યું તેમ લખ્યું અને જેમ ઠીક લાગ્યું તેમ બોલવું તેનાં માટે સાચો રસ્તો છેજ નહી અને તેને ભરૂસો આવશે નહી. દાખલા તરીકે જ્યારે અમારા પરવરદીગારે હઝરત **આદમ** (અ) નું પુતળો બનાવી અને તે માંહે પોતાનુ

રૂહ ફુકયો તેને સઘળા ફરેસ્તાઓએ સીઝદો કર્યો, પણ તેમાં જે એક ફરેસ્તો ઘણો પંડિત હતો જેનો નામ **અઝાઝીલ** હતો. તેણે માન્યું નહી અને કહ્યું જે હું એક માટીનાં બનાવેલા માણસને સીઝદો કરૂં તેણે આપ વડાઇ કરી ગર્વ કર્યો. તેને પ્રતાપે તે રંડાઈ ગયો અને ખુદાની ના ફરમાનીનાં હીસાબે આજ સુધી લાનતનો હકદાર છે એવા સર્વ શક્તિમાન ખુદાની લીલા અનંત છે. જેને દેવ પયગમ્બરો પણ કળી શકયાં નથી ત્યાં તમારા જેવા હશદખોર પંડિતની શું ઓખાદ છે. માટે સમજો અને શીખો અથર્વ વેદ શું કહે છે.

## શ્લોક.

**सत्य मेच जयते नानृत सत्येन ।**

**पंथा विततो देवयान ॥**

**અથર્વ વેદ.**

**અર્થ**:—સત્ય જય પામે છે અસત્ય નહી, સત્ય વડે દેવયાન માર્ગ ઉઘાડો થાય છે.

—:*:—



# શું ઇશામે આઝમ કુરાને-સરીફમાં છે.



## સવાલ છઠો.

—:૦:—

આગાખાન સાહેબ? ઇ. સ ૧૯૧૧ ની સાલમાં આપે પ્રથમ પોતાનાં મુરીદોને લાહોર અને મુલતાનમાં તેડાવ્યા હતા અને તે ભોળા લોકો લગભગ સઘળા પોતાના બાળબચ્ચાઓ સહિત પ્રથમ લાહોર અને પછી મુલતાનમાં પહોંચ્યા હતા. હવે આપ જ ઇનસાફ તથા અંદાજ ફરમાવો કે સરહદ તથા પંજાબ જીલ્લાના બીજા ભાગોનાં લોકોને કેટલું બધું ખર્ચ રેલવે વીગેરે ખાવા પીવા તથા જણસોના વેચાણ લેવામાં થયું હશે. તે ઉપરાંત આપે તેમની પાસેથી નીચે પ્રમાણેની મઝહબી રસમો મોટું કામ રૂપીઆ પચોતેર નાનો

કાંગવો રૂપીઆ સાત, હસ્તબોશી રૂપીઆ પાંચ, છાંટાના રૂપીઆ પાંચ, કગનાંના રૂપીઆ પાંચ, વળી ફુળ ધુવા નાંહી વીગેરેના હજારો ને હજારો રૂપીઆ મેળવ્યા. શું આપ નથી જાણુતા કે આપનાં એ સઘળા મુરીદો હલકા પ્રકારના મજુર વર્ગના લોકો છે. તેમના હાથોમાં કોઇ ટંકશાળ કે સોનાની ખાંણો તો નથી. જે તે મઝહબી રશમો અદા કરવામાં કેટલાકનાં ઘરેણાં અને કેટલાકના ઘરો પણ ગીરો તથા વેંચાણ વીગેરે થયા બલ્કે એ કરતાં પણ કેટલાક માણુસોને વિશેષ દુખો ભોગવવા પડયાં છે. જેનો અહીં વર્ણન આપતાં મને શરમ થાય છે.

## જવાબ છઠો.

—:o:—

### શ્લોક.

**यथा खनन्ख नित्रेण नरोवार्य धिगच्छतिः ।**
**तथा गुरुगतां विद्यां सुश्रूषुर धिगच्छतिः ॥**

"મનુસમૃતિ"

### ભાવાર્થ.

જેમ મનુષ્ય કોદાળી વડે પૃથ્વીને ખોદીને પાણી મેળવે છે, તેમ શ્રી ગુરૂની સેવા કરનારો સેવા કરીને ગુરૂમાં રહેલી વિદ્યા મેળવે છે.




ના ? તમો આર્ય સમાજીઓ અનેક ઠેકાણે દર વર્ષે સમેલનો ભરો છો. અને તેમાં દુરદેશાવરોથી તમારા હજારો સમાજીઓ બાળ બચાઓ સહિત આવી અને રેલ્વે ફી તથા પોતાની મોજશોખમાં મોટી રકમની બરબાદી અને ખાનાખરાબી કરે છે, તેથી શીદ્ધ થાય છે કે જે આરોપો તમો ઉપલા તમારા લખાણદ્વારા **નામદાર આગાખાન સાહેબ**ના મુરીદો પર મુકો છો તે ખરું પુછતાં તમારી સ્થિતી નું જ તમોએ ચીતાર આપેલ છે; કારણ કે એક વર્ષમાં તમો સમાજીઓ પોતાનું નામ કાઢવા માટે ઘણા વખતે મોટું ખર્ચ કરી મુસાફરીઓ કરીને મુફલશીમાં આવી પડો છો. અને તે અનુભવેનું બીજાઓ પર આક્ષેપો તરીકે ઉપયોગમાં વાપરો છો.

દાખલા તરીકે અમારી સ્થિતી તરફ ખ્યાલ કર્યા પહેલાં આએ મોજુદ દલીલ તમારા કપટ ભરેલા લખાણો સાથે મેળવજો કે અમારા હાલના મોજુદ **નામદાર આગાખાન સાહેબ**નાં બપાવા **નામદાર આગાશાહ હશનઅલી (અ)** જ્યારે અમો મુરીદો પર કૃપા કરી હીન્દ ખાતે પધારયા. તેના અગાઉ અમો મુરીદોની સ્થિતી ઘણી ગરીબ હતી તે એટલે સુધી કે રોટલા કમાવીને પોતાનો ગુજરાન ચલાવવા જેવી હતી. પણ જ્યારે એ નામદાર તે અમારા ઇમામની કરમબક્ષીસ થઇ અને પોતાનું કદમ મુબારક હીન્દુસ્તાનના તખતા પર મુકયું ત્યાર પછીની અમો મુરીદોની કારકીર્દી શું છે. તે તમારી આંખ

આડે આવતો વાળ દુર કરીને જુઓ અને એ બરત પકડો કે મોટી મીલોનાં માલેકો **નામદાર આગાખાન**નાં મુરીદો છે, વેપારમાં યુરોપ સુધી વખણાયલા **નામદાર હીઝહાઇનેસ**નાં સેવકો છે, ઉપરાંત **બારોનેટ, સરનાઇટ. કે. સી. આઇ. ઇ. ઓનરેબલો, માજીસ્ટ્રેટો બારીસ્ટરો, સોલીસીટરો, વકીલો, કયસરે હીન્દ. જે. પી.** વીગેરે લાખો કરોડોની હાલ પુંજી ધરાવનારા **નામદાર આગાખાન સાહેબ**નાં મુરીદો છે. તેમજ રાજ્ય દરબાર પ્રત્યે વફાદાર વેપાર વણજમાં પ્રમાણિક, સર્વ ધર્મો પ્રત્યે ભાવ ધરાવનારા સર્વ જન સમુહ પ્રત્યે ભ્રાતૃ ભાવ રાખનારા તેમજ મુરશીદનો સત્કારને વડાની વડાઈ રાખી વીવેકથી વર્તવું એ સઘળા ગુણો **નામદાર આગાખાન સાહેબ**નાં મુરીદોએ સપાન્દ કર્યા છે. પણ જ્યારે આપ જેવા અદેખા આર્ય સમાજીઓ અશાન્તિ ફેલાવવાને અને જન સમુહની નાદાન પ્રજા સનમુખ હલકા પડાવવાની વેતરણ કરે ત્યારે અમારી ફરજ છે કે સાચું શું છે તે સમજાવવા માટેજ કલમ ધરવાનો પ્રસંગ હાથ ધરે તેથી તમારૂં પોકળ સંસાર સમાજની જાણમાં આવે, નહી તો અમો અમારાજ ધર્મની મહિમાથી લાગણીવાળાને લાયક જવાબ આપી તેની શ્રધ્ધા બેસાડીને શાન્તિની સાથે પોતા સાથે ભેળવી લઇએ છીએ, પણ સડેલા ભેજામાં લાગણીનો ભાશ હોતો નથી. એમ તમારો લખાણ સ્પષ્ટ સુચવે છે. તેથી તમારા હીન્દુઓના પુસ્તકો વડે તમારો કાન પકડીને તમોને કબુલ કરાવીએ છીએ, કારણ કે જે મનુષ્યને આડોચાલીને અસંતોષ ફેલાવવો હોય તેને અમારા ધાર્મિક દાખલાઓ તથા દલીલો જેથી અમારા મહાન પીરોએ ઉપદેશ

કરેલ છે. તે તમો ધર્મ સ્વીકારીને પાછા ફરી જનાર ધર્મ ભ્રષ્ટ પંડિતને માટે નથી, કારણ કે તમારા વીચાર તપાસતા ભાવિક નથી. પણ દંભિક છે. નહી તો જે ભાવિકો અને ઇમાનદારો પોતાના **ઇમામ** નાં દીદાર અર્થે એટલે દર્શન માટે લાહોર તેમજ મુલતાન આવ્યાં. તે તદન વ્યાજબી અને લાભ લેનારા માહેલાં હતા, અને તેઓને આવવા જવા માટે જે ખર્ચ થયો હતો તે ખર્ચનો બદલો તેઓ માટે ઘણો લાભકારક નીવડશે એમ સઘળા ધર્મો સ્વીકારશે. જુઓ પવિત્ર કુરાને શરીફમાં પરવર દીગાર શું ફરમાવે છે

**આયત.**

**અમે તમને રોજી આપી છે, તેમાંથી તમો અગાઉ દાન કરો કે, તમારામાંના કોઇને મોત ન આવે.**

**[ સુરતુલ મુનાફકુન ]. આયત ૧૦.**

એવી પૃથાઓ દરેક પંથોમાં પડેલી છે, તેમજ મુરશીદ યાને શદ્દગુરૂની મહિમાઓં પણ સઘળા ધર્મોમાં મોજુદ છે, તે એટલે સુધી કે, **નુગરા** યાને **બેપીર** થી સબંધ રાખવા માટે **મઝહબો** પણ મના કરે છે. અને કહે છે કે તેવાઓથી બચો જેવી રીતે **હઝરત ઇસા (અ)** બેપીર, ને ભાળીને ભાગી જઈ જુદે રસ્તે થઇ પોતાને ઘરે પહોંચ્યા હતા, અને દયાનંદ પછી ગુરૂ તેમ અગાઉથી ક્રીયા વગરની હસતી છે. તો તે તમારી છે, તેમજ જે ક્રીયાઓને તમો ટીકામાં આક્ષેપ રૂપે લખી ગયા છો. તે તમામ ક્રીયાઓ ચુકતે ઇસલામના હકીકતી દરજાની માનીન્તાની રૂએ છે, જે **મોટોકામ** તે હીંન્દુની રૂએ

**ગુરૂ મંત્ર** તરીકે ઓળખાએ છે, અને ઇસલામની રૂએ તેને ગુરી તરીકો **ઇશમેઆઝમ** તરીકે ઓળખે છે, તેમાં એવી ખુબી સમાયલી છે કે પવિત્ર કુરાનના ફરમાન મુજબ **ઇમામે મુબીન** યાને **મોજુદ ઇમામનાં** હુકમ મુજબ તેનાપરઅમલ કરવામાં આવે તોતેને પ્રતાપે તે મનુષ્ય પોતાનાં અને પોતાને પેદા કરનાર પરવર દીગારને ખરા સ્વરૂપમાં ઓળખી શકે છે, એ મજકુર **ઇશમે આઝમ** યાને **મોટો નાંમ** પવિત્ર કુરાને શરીફમાં છે. પણ તેની વીગત **મોજુદ ઇમામ** અથવા પયગમ્બર પાસે છે, તેના આધારે અમારા **નામદાર આગાખાન સાહેબ** અમારા ઇમામ હોવાથી તે જાણતા હોઈ ભાવિકોને કૃપા કરીને બક્ષીસ કરે છે, તેમજ જે કીયાને **છાંટા** તરીકે ઓળખાવવામાં આવેલ છે, તે કરેલા ગુન્હોની મુરશીદ હજુર તોબા કરવા તરીકે છે, તેને બીજી રીતે ઇસલામ **અહદ** કહે છે કે થયેલા ગુન્હા માટે પસતાઉ છું. અને આજથી સોગન ખાઉ છું. અને સાચા દીલથી એકરાર કરૂં છું. કે ફરીને ગુનાહોથી બચીસ એમ સુચવે છે, તેમજ જે કીયાને **કાંગવા** તરીકે ઓળખાવવામાં આવેલ છે, તેની મતલબ બીજી રીતે ઇસલામની રૂએ **બૈયઅત** થાય છે તે તમામ ઇસલામની માનીન્તા છે કે **ઇમામની બૈયઅત** કરવી જરૂરની છે, એની મતલબ એ થાય છે કે હું પુર્ણ રીતે કોલ આપું છું કે તમો સાચા ઇમામ છો અને અડગપણે હું તમારી છત્રછાંયા હેઠળ રહી હંમેસા તમારી ફરમાનબરદારી કરી ને મુસ્તકીમ રહીશ, તેમજ જેને **દસ્ત બોશી** એ તો એક ચાલુ રીવાજ છે કે બુઝરગોના અને મોટાઓના હાથ લોકો ચુમે છે. તેમાં ધારમીક ફાયદો

સમજે છે. ત્યારે અમારા **નામદાર આગાખાન સાહેબ** તો **નુરેખુદા** યાને ઇશ્વિરનાઅંશ સ્વરૂપ છે તેના હાથ ચુમવા તે અમારા માટે તો મોટી વાત છે. પણ ચરણ ચુમવાનો ચાન્સ કોઇ ભાગ્યશાળી અને પુર્ણ પ્રતાપી હોય તેનેજ ફાળે આવે, તેમજ **દુઆ** એને બીજી રીતે ઇસલામ **બંદગી** કરીને કહે છે, જે હમેશાં **નામદાર આગાખાન સાહેબના** મુરીદો પડે છે, અને એક ચીન્તે ખુદાનો સમરણ કરીને **નુરાની દીદાર** યાને **દિવ્ય દર્શન** મેળવવાની આશા રાખે છે, તેમજ **નાંદી** એ એક ધર્મમાં વસ્તુ જે ઇમામના નામે દાન તરીકે આપવામાં આવે છે તે મોજુદ ઇમામ નેજ પહોંચવી જોઇએ, તે માલે ઇમામ હોઈ તેનો ઉપભોગ બીજો કોઈ ઇનશાન કરે તો તે એઇમાન બની જાય અથવા નુકશાનીમાં આવી પડે તેના માટે એ ક્રીયા યોજવામાં આવી છે કે એ બંધારણની રૂએ જે એ હક ઇમામનો છે, તે તેવ-ણની હજુર પુરનુરમાં પહોંચે, અને ઇમામના નામની મતા વચની પ્રજા ખાઇ ને હલાક ન થાય, માટે તેની **નાદ્દી** કરવામાં આવે છે, કારણ કે મહા પુરૂષો યાને બુઝરગો ઇમામોનો માલ કોઇને પચી શકતો નથી એતો હકદારને જ હઝમ થાય. એ તમામ રૂઢીઓ ફીલાસોફી ભરેલી અને જીવન મુકતની આશા આપનારી છે કે જે તમો, ક્રીયાહીણ સમાજીઓના માટે સરજાયલી નથી યાને એવી ઉતમતાથી તમો પંડિતો એ નશીબ છો, પણ તમો ધારમીક ખાતાઓ ને નાંમે ગરીબ વર્ગ પાસે ભાષણો કરી પૈસા કઢાવો છો ત્યારે તમો પંડિતો તેવાં ભાષણો કરવાંનું—ભાડું લીયો છો!!! બીજું અમારામાં બધી ક્રીયાઓ પર પૈસા લેવામાં આવતા નથી પણ

અમુક ક્રીયાઓ પછવાડે એક સોસાયટીનો મેમ્બર થયો તરીકેની ફી લેવામાં આવે છે,

મઝહબી રસમો મોટું કામ કાગવો દસ્તબોશી છાંટો વિગેરે ક્રિયા પર લેવાતા રૂપીઆની બાબત તમારી નજરે જે ટીકા પાત્ર લાગે છે તે ક્રિયાઓનો હેતુ અને આ છેલ્લા કળીજુગના જમાનાના સંજોગો વિચારતા ઉપનિષદમાં વરણવેલા યાજ્ઞવલ્કય ઋષિ પાસે ઇંદ્રે આત્મ જ્ઞાન મેળવવા. ૩૩ ત્રેત્રીસ ત્રેત્રીસ વર્ષ પર્યંત ત્રણ વખત ઇંધ્ધનાદિ વીણી લાવવાની જે સેવા કરી હતી. તેનુંજ અવતરણ દેખાશે પરંતુ મુરસીદ કે ગુરૂના તરફ જ્યાં સુધી આસ્થિક વૃત્તિ હોતી નથી ત્યાં સુધી જુ, માંકડ ને જીવડા જેવા પ્રાણીઓથી મનુષ્યને તંદુરસ્તીની સુંદર સુચનાઓ મળે છે. તેનું રહસ્ય સમજાવું મુસ્કેલ છે. જગ્ત-નિયંતા સૃષ્ટિક્રમ પ્રત્યે વેદાંત પછી જેને પ્રેમનો મહિમા પ્રાપ્ત થાય છે. તે સિવાય શુષ્ક વેદાંતીયો જેવાં તમો આર્ય સમાજી તરીકે વેદ વિરૂદ્ધ વિચાર કરતા. આંચકો ખાતા નથી. એ આ જમાનાનું કૌતુક છે. કોઇ પણ વસ્તુ વગર મહેનતે વગર કસોટીએ પ્રાપ્ત થઇ નથી. આ કુદરતના વ્યવહારીકપણાનો ખ્યાલ ગુરૂમંત્ર પ્રસંગે દરેક સંપ્રદાયમાં નજરે પડે છે. અને વેદનું શિક્ષણ અધિકાર નહી પ્રાપ્ત થયેલાને નહીં આપવાનું કારણ પણ એજ સિદ્ધાંત ઉપર લઇ જાય છે. બધા યુગો સરખા નથી થયા. અને દરેક યુગના વ્હેવાર અને ગુરૂમંત્ર પણ જુદી જુદી કસોટીથી પ્રચલિત છે. અને એ મુજબ દરેક મુસલમાને બૈયઅત લેવી. એક ધાર્મિક ફરજ છે.. એ વિષય કંઇ નવો નથી. દરેક મુસલમાને પેગંમ્બર અને ત્યાર પછી

ઇસામોની હજુરમાં જે જે જાતની તેમની શાન મુજબ વરતણુંક રાખવી. એ દસ્તબોસીને છાંટા વિગેરે ક્રિયાઓ સમજાવી અર્વાચીન કાળમાં ઋષિ મુનિઓનો સત્કાર આસ્થિક રાજાઓથી પણ થતો આવ્યો છે. તે વખતના સત્કારના સાધનો સાથે પ્રાચીન કાળમાં સત્કારનાં સાધનો એક સરખા હોય કે ન હોય પણ મુખ્ય હેતુ સત્કાર છે; અરબસ્તાનમાં દિનારો હોવાંજ જોઇએ. અથવા યાજ્ઞવલ્કય પાસેથી આત્મજ્ઞાન મેળવવા અત્યારે બળતણ વિણવો જોઇએ એમ માનવું દયાનંદ સરસ્વતીનાંજ કહેલાં ગ્રંથો ખોટા ઠરાવવા કોશિશ તો તમારા જેવા ચેલાનેજ છાજે, શું આર્ય સમાજી મેમ્બરો દાનના બ્હાને કે સંસ્થાને નિભાવવા બ્હાને કે ગુરૂકુળ જેવા ખાતા માટે પૈસા મેળવે છે નહીતો એ વગર પૈસે નભી શકે ?

ચાલુ જમાનાનાં સાધનોથી ચાલુ જમાનાના; ગુરૂ કે મુરસીદની સેવા કરવી; એક રીતે ટીકા પાત્ર ઘણી પોતાને સારો દેખાડી શકશે આતો ખુલ્લી બીના છે કે ચાલુ જમાનામાં પૈસાથી જેટલી કસોટી થાય છે તેવી બીજી કોઇપણ સેવાથી થતી નથી, જો કોઇ ગુરૂકુળ જેવા ખાતા માટે સારી રકમ બક્ષેસ કરે. તો તેનો નામ અમર રાખવા માટે જાહેર ખબરમાં લખીને સમાજીઓ બંધાવો છો અને તે નામ હમેસાં અમર રાખવું તે પણ જાણે તમા રાહાથમાં છે. તેવો વળી ડોળ બતાવો છો છતાં તેની ગૃહસ્થાઇના પ્રમાણમાં તેની લાગણી કેવી છે, તે તરત સમજાઇ જશે. પણ ધાર્મીક લાગણીના મોટા મોટા તમારી માફક બાંકા ફુંકે અને ઉલ્ટું મહેનતાણું લીએ તો લાગણીના ટકા ગણાઇ જાય—એ હિસાબે અમારા

મુરશીદ **શીરતાજ ના. આગાખાન સાહેબ**પોતાનાં મુરીદોને રૂહાની ધર્મની તાલીમ બદલ તેની દુન્યવી ગણત્રીની કસોટી માટે ચોકસ રકમ લેવાનું રાખે તો તેથી પોતાનાં મુરીદો ને ખર્ચમાં નાખે છે એમ કહેનાર **વેદ, ગીતા,** અને **કુરઆન**નાં મહાન વચનોથી તિરસ્કારને લાયક ઠરે છે. યજ્ઞમાં ખર્ચ કરવો ઉત્સવોમાં દેશાવરોમાંથી ભાવીકોએ ભાગ લેવો એ જો તમો નાહકનો ખર્ચનો બોજો ન માનતા હોવો તો ભાવીક મુરીદો પોતાના ધારમીક મુરશીદની હજુંરમાં પોતાની સ્થિતિ અને લાગણી મુજબ રજુ થાય તેને માટે કંઇપણ બોલનાર તમો પરમાર્થી હોવા મુસ્કેલ છો. પરમાર્થ તો એનું નામ કે પોતાના અંતઃકરણના ભાવ મુજબ પોતાના મુરશીદ હજુર રજુ થનારાઓને પોતાની જાતી કોશેશથી તેઓને મદદ કરવાનો પોતાનો નિસ્વાર્થ ધર્મ બજાવી લાવનાર હોય.

**નામદાર આગાખાન સાહેબ** જેઓ અમારા દીન અને દુનીયાનાં મુખત્યાર છે, તેવણે અમ દીનો પ્રત્યે દીર્ઘદ્રષ્ટિ કરીને એ વીગતો આપવાને અને તે મુજબ અમો વર્તન કરીએ તેવી યોજના ઓજે ઘડી આપી છે તે તરફ અમો ભાવના ધરીને અનુશરતો નિરાકરણ કરીએ તેમાં તમારા જેવા દફ્રાશી અને દુષ્ટ વિચાર ધરાવનાર પંડિતની શો ઓકાત છે કે માથું ઘુસાડી શકે, અને આવી અંતી ઉતમ ફીલોશોફી અને શાયન્સથી ભરપુર વીગતો સામે પડીને બોલી શકે, બાકી પંડિતજી તમોને જે તમારા ગુરૂ દયાનંદ તરફથી વારસો મળેલો છે. તેને નીભાવ્યાં કરો જેથી તમારી શોશાઇટીમાં સારા ઘણાસો, જુઓ તમારા ગુરૂ દયાનંદે જે સત્યાર્થ પ્રકાશ નામનું

પુસ્તક લખેલ છે, તેમાં તેવણે કાંઈ વિરૂદ્ધાઇમાં બાકી રાખી નથી. જે તમો રાખો.

**કયા અલ્લાહ મુસલમાનો કા હયે ઔરોકા નહી? કયા તેરહસૌ વર્ષો કે પુર્વ ઇશ્વરીય મત થાહી નહી ઇસીસે યેહ કુરાન ઇશ્વર કા બનયા તો નહી કિંતુ કીસી પક્ષ પાતીકા બનાયાહૈ.**

**સત્યાર્થ પ્રકાશ પાનો ૨૬૪.**

જ્યારે પવિત્ર કુરાને શરીફ માટે તમારાં ગુરૂ દયાનંદના આવા ઉધ્ધતાઈ ભરેલા વીચારો અને નજીશ ખ્યાલો છે. ત્યારે તમોએ **નામદાર આગાખાન સાહેબ** માટે જે વીચાર રજુ કર્યા છે તે બરોબર તમારા ગુરૂનો ચીલો નીભાવવા અર્થે વગર વીચારે અદેખાઇથી અંધ બની લખી મારેલ છે. છતા યાદ રાખજો. પંડિતજી સત્યને કોઇ ભુશી શકતો નથી. તે ઝળકાટ પર ઝળકાટ પામે છે. આજે તેરસો વર્ષ થવા આવ્યાં. તમારા જેવા દંભિક પંડિતો અનેક પેદા થઇને ધુળ સુર્ય ( ઇમામ ) સામે ઉડાવતા આવ્યા છે. પરિણામે તે ધુળ ઉડાવનાર જ ભુલીને અંધ બન્યા છે, પણ ઇમામની તો જાહોજલાલી અને બાદશાહી ક્રમવાર આજ વેર જેવી ને તેવી નભતી આવે છે. અગાઉ ઘણા કાફેરોએ ઈમામતને મટાડવા કોશેશો કરી રહયાં હતા. મજકુર કાફેરો રાજ્ય સતા ભોગવનાર હતા. તેના પરિણામાં તેઓ પોતેજ હલાક થયા અને દુનીયાની બત્રીશીઓ તેઓને નાપાક કહી જે વર્ણવ્યા. તે હીસાબે વિચાર કરતાં તમો એક પેટ માટે બનેલા પંડિત છો અને તમારૂં કૃત્ય બોલવું અને લખવું એ તુચ્છ અને કાંઈ નથી.

આગળ બોલતા સોનાની ખાણો અને ટંકશાળોતો આય સમાજીઓ પાસે છે. જેઓ ભાડુતી પંડિતોને રોકીને બધા ધર્મોને છીન્ન ભીન્ન કરવાની કોશીશો કરીને તિરસ્કારને પાત્ર ઠરે છે. અથવા ગુરૂકુળમાં પીળા વસ્ત્રો ધારણ કરનારાઓ પચ્છવાડે લાખોની રકમોનું ધુમાડો કરીને નિર્ધન બને છે. જેમ આ વર્ષે મુંબઇમાં પણ મનીસ્કુલ પાસે એક મંડપ ઉભો કરીને તેમાં ત્રણ દિવસ લેકચર કરી લોકોને ભોળવી. ગુરૂકુળ તથા વેદપ્રચારકનાં ફંદોનાં નામે નાણા ભરવા માટે હીન્દુ, મુસલમાન, પારસી, યહુદી તથા ઇસાઇઓ વીગેરેનાં હાથમાં ફારમો આપી ને યાચના કરવામાં આવી હતી. તેમાં મજુર વર્ગના ભોળા સમાજીઓ તમારા કહેવા મુજબ રકમો ભરીને ભવિષ્યમાં નિર્ધન થવાનાં ચીન્હ દેખાડતા હતા. વળી તેમાં અજબ જેવું તો એ હતું કે જે પરધર્મીઓને ફારમો આપ્યા હતાં. તેની રૂએ તેઓનો પણ પૈસો સ્વીકારવામાં આવ્યો હતો, ત્યારે ખુદાનું સુક્ર છે કે અમે ઇસમાઇલીઓ તેમ પરધર્મીઓ પાસેથી પૈસો મેળવવામાં તો મોજ માનતા નથી. શું એ રીવાજ શરમ ભરેલું નથી. પણ તમારી એ રીત છે કે **અમો બધે ને કહીએ અને અમોને કોઇ કહે તો રડીએ** વળી બીજી કહેવત છે કે; **ગયરકું નશીહત ઓર ખુદ કી ફજીઅત** પ્રમાણે વહેન કરવું. એ પંડિતાઇને ખોટ સમાન છે. માટે હે પંડિતો લખતાં કાંઇ વિચારો, બોલતાં શરમાવો. અને પોતામાં નાંણા લેવા દેવાની રૂઢીઓ બંધ કરી પગારદાર પંડિતોને પાંણીચું આપી ધાર્મીક કૃતવ્યોનો નીયમ સમજીને બહાર પડો. તો સોભીતું દેખાશે. તપાસી જુઓ તમો આર્ય સમાજીઓપર એવા

અનેક કરો છે, જે નાંણાની ગતિ ખુદા જાણે કેવી થતી હશે. ત્યારે અમો તો અમારા ધર્મની રૂએ અને મઝહબી કાનુનોને આધારે અમારા **નામદાર આગાખાન સાહેબ** જેવણ અમારા **ઇમામેઝમાંન** છે. તેઓને આપીએ છીએ. જેઓ અમારા માટે એકલા સુપાત્ર અને મહા આત્મા છે, તેનો પરિણામ અમારા હકમાં બરકત આપનારૂ અને વધારો કરનારૂ નીવડશે પણ જેની આસ્થા નહી હશે તેઓ પોતાના ક્રમ સંજોગે દુખી થાય તે દોષ તેનોં છે. અથવા ખોટી રીતે બળાપો કરવો અને ભુલેલા લોકોને ભંભેરવા તેવી ભુંડી પ્રપંચી જાળ પાથરવી એ કૃત્યો પંડિતોના છે, આગળ તમો લખો છો કે કેટલાક આશામીઓએ પોતાના ઘરો ગેરો રાખ્યા તેમ વેચી નાખ્યા તે સાયદ તમોએ લીધા હશે, પણ ખરૂ પુછતાં એમ લખવામાં તો તમોએ ફોકટમાં કાગળ નું બીગાડ કર્યું છે કારણ આજે બે વર્ષ થયા અમો પંજાબને પ્રવાસે નીકળેલા ત્યાં સર્વે અમારા થયેલાં ઇસમાઇલી ભાઇઓની મુલાકાત લીધી તેમજ શરહદ સુધી જઇને વીગતો મેળવી ત્યાં તમામ ઇસમાઇલીઓ આબાદ અને સારી સ્થિતીમાં છે, તેથી તમારૂ ખોટું લખાણુ ટકી શકતું નથી. માટે પંડિતજી આવા કૂડા લખાણો કરી શા માટે તમારી આકેબત ખરાબ કરો છો. અને જો **ઇમામુલવકત**ને માનવામાં આવી અવદશા થતી હોય તો હજારો-વર્ષોથી માનતુ આવે કોન, અને કુદરતપર ભરોષો રાખે કોન, બાકી તમોને ભરોષો નથી. એટલે કોઇ ગતના નથી. માટે તમો તમને સંભાળ જો નહી તો ઉપર લખેલો તમારો તમામ લખાણુ તમનેજ ગળે બાઝશે. કહેવત છે. **ખાડો**

ખોદે તે પડે. બાકી અમોને તો અમારા રાહનુમા ઈમામને પ્રતાપે લીલા લહેર છે. બાકી દુઃખ તેને છે જેનો કોઇ ધણી ધોરી નથી. ધણીઆતાને ઘરે તો આનંદ અને રીધ સીધ સરવે દાશી છે.

### શ્લોક.

आरभ्यते न खलु वघ्नभयेन नीचै ।
प्रारभ्यं विघ्नविहता विरमति मघ्या ॥
विघ्नै पुन पूनरपि प्रतिहन्यमाना ।
प्रारब्धमूतमजना न परित्यजंति ॥

ભર્તૃહરિ.

**અર્થ:**—અધમ જનો વિઘ્નના ભયથી શુભ અભ્યાસનો આરંભજ કરતા નથી મધ્યમ જનો પ્રારંભ કર્યા પછી વિઘ્નથી પીડિત થએ અભ્યાસનો પરિત્યાગ કરે છે અને ઉત્તમ જનો વારંવાર વિઘ્નોથી પીડિત થયા છતાં પણ આરંભ કરેલા અભ્યાસનો પરિત્યાગ કરતા નથી.



# શું સત્યજ જય પામે છે.

## સવાલ સાતમો.

—:*:—

આગા સાહેબ ? આ ઘણી મુશકીલ તથા વિચારવાની બાબત છે કે આપના મઝહબી લાગાથી કોઇને પણ અળગા રહેવાનું ફરમાવવામાં આવ્યું નથી તેમ કોઇને માટે તેની વયના પ્રમાણમાં કમી જાસ્તી કરવાનું પણ ફરમાન નથી બલકે સઘળા માટે મઝહબી લાગાઓ એક સરખાજ ઠેરાવ્યા છે. અનાથ બાળકો તથા વિધ્વાઓ ઉપર જે લાગા છે. તેજ તવંગરો ઉપર પણ છે. થોડા દહાડાના બાળક ઉપર જે લાગા છે તેજ મોટી વયનાં માણસ માટે પણ છે જો કે રેલવેમાં પણ ગરીબો તથા તવંગરો માટે કલાસો જુદા જુદા રાખવામાં આવ્યા છે. ત્રણ વર્ષ કરતા ઓછી વયના બાળકની ટીકટ માફ છે. વળી સઉ કરતાં વધુ મુશકેલ એ છે કે ઘણી રશમોના લાગાઓ દરરોજ દરેકને અદા કરવા પડે છે. જેથી ગરીબ તથા લાજ આબરૂવાળા માણસોની સ્થિતીદીન પ્રત્યે દીન ખરાબ થતી જાય છે, જો કોઇ માણસ લાચારીએ તથા

તંગીના કારણે પુરો લાગો ન ભરી શકે અથવા દશોદ વીગેરે આપવામાં કમી જાસ્તી કરે તો આપે નીમેલા એજન્ટો તેમને તાંના મારી તથા હેરાન કરી અને બેઈમાનીનું ટાઇટલ પણ આપી દે છે.



## જવાબ સાતમો.



### શ્લોક.

दुराचारो हि पुरुषो लोके भवति निन्दित ॥
दुःख भागी च सततं व्याधि तोऽल्पायुरेवच ॥

**અર્થ:**—દુષ્ટ પુરૂષ મહા દુખી સર્વદા વ્યાધીવાન થઈ અલ્પા આયુશી બને છે અને સત્ય મનુષ્યોમાં નીંદાપાત્ર ઠરે છે.

મનુસમૃતિ.






ણા ! શરમ છે કે તમો પંડિતનો દાવો કરો છો છતાં તમોને ખબર નથી કે દુનીયા અને દીનમાં શું ફરક છે, અને ફરી ફરી એકજ પજરણ પર આવો છો કે જે ઉપલા સવાલમાં વીગત સમાયેલી છે. તેને લગભગ એ વિગત પણ મળતી આવે છે. માટે ફોકટની

કહાપણ ડોળીને તેજ બાબતને બીજા રૂપમાં દલીલ કરો છો તેમાં તમારા કેવાનું સાર એ છે કે રોજનું જમતું તેથી લાચારી અને તંગી આવી જાય છે. માટે જો માલદાર થવું હોય તો બાર માસે અથવા બે વર્ષે એક વખત જમવું કે જેથી નાણાનો બચાવ થઇ ને શ્રીમંત થવાય.

પંડિતજી હોશ ઠેકાણે રાખીને લખો હા મા હા તો તમારા સમાજીઓ મલાવશે તે પર મલકાઇ નહી જતાં નામ ધારણ કરેલા પંડિતાઇનો પોત રાખીને લખો તો સારૂં અને ખરૂં તો એ છે કે લખતાં ન આવડે ત્યારે કરવું શું **હાંક સલેમાન ગાડલું પુછે છે કોણ** તે કહેવત પ્રમાણેની તમારી લાયકાત શાબ્ધ થાય છે.

પંડિતજી ધર્મ એ એક એવી વસ્તુ છે કે જેમાં ગરીબ અને તવંગરોનું હક સરખો સમાયલો છે. એવી ધોરણસરની સરળ બાબત પર ટીકા કરતા લખો છો કે " આ ઘણી મુશકીલ તથા વિચારવાની બાબત છે કે આપના મઝહબી લાગાથી કોઇને પણ અળગા રહેવાનું ફરમાવવામાં આવ્યું નથી. " એ તમારૂં લખવું કેવી પધ્ધતિસરનું છે કે એક મઝહબમાં હોવા પછી એક પર ફરજ હોય અને બીજા પર ન હોય તેમ બની શકતું નથી પણ કદાચ તમો પંડિત હોવાને લીધે તમારી પાસેથી સમાજીઓ લાગો નહી લેતાં હોય, તો ધર્મની રૂએ એ આચરણ વિરૂધ્ધ છે, ધાર્મિક હકો બધા પર સરખા હોવા જોઇએ. જેમ બ્રિટીશ ગવ્હર્નમેન્ટમાં પ્રજા વશે છે ? તે પ્રજા ગવ્હર્નમેન્ટથી અળગી કહેવાશે ? અથવા શ્રીમંત કે ગરીબો માટેનાં કાયદા જુદા થઇ શકે છે ? નહી ! એકજ રૈયતનાં હકો તથા કાનુનો એકજ

હોવાં જોઇએ તેનેજ ઇનસાફ કહેવાય છે. તે પ્રમાણે એકજ ઇમામના મુરીદ હોઈ તમામ તેઓનાં લાભ સરખા હોવા એજ **સતપંથ** યાને સાચા રસ્તાની ઓળખાણ છે. બીજું અનાથ બાળકો તેના પર લાગા એ સવાલ શું છે તે સમજી શકાતું નથી. કે એ અનાથ બાળક કયા અને કયાંથી આવ્યા અને તે અનાથ હોવા છતાં લાગા કેમ આપી શકયાં, શું પંડિતજી તમારૂં લખતી વેળાએ કાતરીઓ ગાયબ હતો, બીજી તરફ વળી તમારા લેખમાં વિધ્વાઓ માટે બળાપો જાહેર કરો છો. વાહવા તમારી પંડિતાઇની તારીફ કરવી મુશકેલ છે, "વિધવાઓ ઉપર જે લાગા છે તેજ તવંગરો ઉપર પણ છે" અજબ છે પંડિતજી, આવું લખવા તમોને કંઇ કમબખ્ત અક્કલ હીન્ટ આપે છે. તવંગર જો શ્રધાળુ હોય તો હજારો અને લાખો ખર્ચીને દાન ધર્મ કરી શકે છે ત્યારે શું વિધવાએ તેમ કરવું જોઇએ. અથવા આપવું જોઇએ ? તેમ જ તે વિધવા તવંગરની સ્થિતિ પ્રમાણે આપી શકે કયાંથી ? જે રંક અને રાજાની તમારી નાદાનીએ ગણત્રી એક કરી છે, વળી તમારા લખાણમાં લખો છો કે "થોડા દહાડાના બાળક ઉપર જે લાગા છે. તેજ મોટી વયના માટે પણ છે" અરે ખુદાના બંદા થોડા દહાડાને બદલે થોડા વર્ષો તો લખવા હતા, કે જેથી અજાણ પ્રજા કદાચ થોડા વખત માટે માની લે.

પંડિતજી થોડા વર્ષોનું નહીં થોડા મહીનાઓનું નહીં અને થોડા દહાડાનું લખવું અને તેનાપર લાગો મોટી વયના મનુષ્ય જેટલો દરશાવવો એ વીગત તો અકલની બાહર છે, થોડા દહાડાનું બાળક એ લાગો આપે કેમ તેને શુદ્ધ ક્યાંથી હોય ને તે કમાવે

કર્યાથી જે કાંઇ પણ ધાર્મિક ફરજો અદા કરી શકે. મઝહબી કાયદા પ્રમાણે તો દરેક ઇનશાનના બાર વર્ષ બાળક તરીકે ગણાય છે તે બાળપણમાં કોઈ રીતે તેને ધર્મ બંધન કરતા નથી. એ દરેક ધર્મોમાં પૃથા પડેલી છે, માટે હે પંડિતજી તમોને કઇ રાક્ષસી અકકલ એ ભુત ભરેલા લખાણો લખવાને સુચવે છે, ખરૂં પુછતાં અમારો મઝહબ કોઇ પર દબાણ કરીને લાગા મેળવવાને મના કરે છે. બાકી ધર્મની રૂએ જે ઇસલામ ખુમ્સ યાને દશોદ પોતાના ઇમામે ઝમાનને આપવી એમ સમજાવે છે તેને અનુસરી જે શ્રધાળુ પોતાની ઇચ્છાને આધીન થઈ આપે તે તેના માટેનો સુકૃત્ય છે. તેમ સમજી અમો ઇસામાઇલીઓ અમારી રાજી ખુશાથી આપીએ છીએ.

આગળ લખતાં તમો કહો છો કે, " ગરીબો તથા તવંગરો માટે કલાસો જુદા રાખવામાં આવ્યા છે, પંડિતજી જરા તો ભાન ઠેકાણે રાખીને લખો કે ધાર્મિક વિગતોમાં તેવા કલાસ થઇ શકે છે. તેમજ આગગાડીમાં પણ જે ભારી ટીકટ ખરીદે તેનાં માટે કલાશ જુદા છે કાંઇ ગરીબ કે તવંગરો માટે નહી, તેમજ' એ તમારી દલીલ કાંઈ પણ ધર્મનાં તત્વો સાથે નીસબત રાખનારી નથી, બાકી ગરીબ અને તવંગરની ગણત્રી **ન્યાયી રાજ્યમાં** કે **સત્ય પંથ** ધર્મમાં થતી નથી. કદાચ તમો મહાસ્થોમાં તેવી ગણત્રીને તેવા કલાસ જુદા હોય તો ભલે ? આગળ વધીને લખો છો કે, " ઘણી રશમોનાં લાગાઓ દરરોજ દરેકને અદા કરવા પડે છે, જેથી ગરીબ તથા લાજ આબરૂવાળા માણસોની સ્થિતી દીન પ્રત્યેદીન ખરાબ

થતી જાય છે" આતે શું લખાણ છે કે લપસીંદર છે, દાખલા તરીકે એક કામદાર માણસ પોતાનું હક રોજ લે અથવા માસીક કે વાર્ષીક લે તેમાં ફેર શું ? લેવો તો હીસાબ કરીને છે; તેમ આપનાર પણ પોતાનાં હીસાબની રૂએ સવડ પડતી રીતે આપે તેવી ગણત્રી ભરેલી વીગતો સાથે લાવ લે કરવું તેથી સ્થિતી ખરાબ થઈ જાય, એમ લખવું એ વળી નવું કૌતક છે,

પંડિતજી આવું ને આવું ચીતરવા શીખ્યા છો કે બીજું સરળ અને ખરૂં પણ લખી જાણો છો. તમારી અમારી મુંબઈની મુલાકાત લુખી અને માલ વગરની નીવડેલ તેમજ બીજી આ ખુલ્લી ચીઠ્ઠી નાં જવાબ સાથેની મુલાકાતનો પણ તેવો તોલ કરેલો વાજબી ગણાશે અમો તો ધારતા હતા કે પંડિત નામ ધરાવનારમાં કાંઇ વિશેષ હોય છે. પણ આપે અમારા નામદાર આગાખાન સાહેબનાં મુરીદોને મજુર ઠરાવ્યાં છે તે હીસાબે તમારી બુધ્ધી હલકા વર્ગનાં મજુરની સમજાએ છે. અને ખરૂં પુછતાં તમો પોતેજ અભણ તથા ભોળા સાબીત થાઓ છો નહી તો આવું અધુરૂં અને ખોટું ચીતરી પોતાની પંડિતાઇને ફજેત નહી કરાવતે, તેમજ જે દશોદ છે તે તો કમાણી પર છે તેમાં વળી લાચારી અને તંગદસ્તી ક્યાંથી ગુસાવી આપવું તે ખુશી પર છે. તેમ પોતાના લાભ માટે છે. ત્યારે એજન્ટો તેને બે ઇમાન કહે અને તાંના મારે તેનો સબબ શો, પ્રથમ નામદાર આગાખાન સાહેબ એજન્ટ રાખતાજ નથી. કાંઇ વેપાર નથી કે જેમાં એજન્ટો રોકવાની જરૂર પડે, બાકી પોતાના ધર્મની સેવા કરનારાઓ સેવકો થઈ શકે છે. તેથી એ

તમારૂં લખવું ભુલ ભરેલું છે અને અફસોસ તમારા હાલપર આવે છે કે પીસતોલ નાદાનનાં હાથમાં આવી છે. કયાં તેનો ગેરઉપયોગ કરી આપઘાત ન કરે, ખુદા બચાવે.

હવે પંડિતજી નસીહત પકડો અને એવા આડા અવડા આડોં-ટીઆ મારવાનાં મુકીને જે તમારો હૃદય પ્રેમ વગરનું છે તેને પ્રેમ મય બનાવો તે પ્રેમરશ મેળવવા માટે ક્રીયાની જરૂર છે તે ક્રીયા પરવરદીગારની સ્તુતિ છે, માટે નચિંત બની એકાગ્રહવૃતિ કરીને સમરણ કરો. કારણ તમારી વૃતિ મલીન છે, પણ હજુ વિચાર ભોળા છે. તેથી બનવા જોગ છે કે **સત્ય પંથ**ની રાહ મેળવી શકો. કારણ કે હજુ તમો **અઝાઝીલ** જેટલો ભણીને પ્રવીણ થયા નથી, તેથી તમારૂં લખવું બાળક જેવુ છે પાકો પંડિત ત્યારે કહેવાય કે જ્યારે તેનાથી **ખુદા** પણ નહીં ખાટે, તેવો પંડિત ખુદાના ફરમાન વિરૂદ્ધ જઇને મનુષ્યને સીઝદો નહી કરવા માટે આચરણ અખતયાર કરે, તેવી શકિત તમારા લખાણમાં નહી હોવાને લીધે હજુ પણ ચાન્સ છે. જો રોજીની ફીકર હોય તો શ્રદ્ધા રાખો જે પેદા કરનાર સાહેબ જરૂર આપશે. પંડિતજી જુઓ **અથર્વવેદ** શું કહે છે.

### શ્લોક.

**सत्य मेव जयते नानृत सत्येन पंथा विततो देवयानः ॥**

**અથર્વવેદ.**

### ભાવાર્થ.

સત્ય જ જય પામે છે, અસત્ય નહી સત્ય વડે દેવ્યાન માર્ગ ઉઘાડો થાય છે.

તે હીસાબ મુજબ તમારી સમાજ સ્થિતી તપાસો અને અમારી હઝારો અને લાખો વર્ષોથી ચાલતી આવતી રીતી ને સચાઇનો સાથ લઇને જુઓ તો કાંઇક તમોને ચમત્કાર દેખાશે. ત્યારે સમજતાં થશો કે નહી. જે **નામદાર આગાખાન** સાહેબનાં મુરીદો જે વર્તન કરે છે. અને હક આપે છે તે સૃષ્ટિની શરૂઆતની રૂએ વાજબી અને નીયમસર છે. એટલું લખીને કહીશું કે પરવરદીગાર સર્વેને નેક હીદાયત આપે અને સાચું સમજવાને શકિતવાન બનાવે.



શ્લોક.

**सर्वे अत्र सुखिन संतृ सर्वे संतु निरमाया ।**

**सर्वे भद्राणी पश्यतूमा कश्चि दूःख माप्नुयात ॥**

**અર્થ**:—આ સંસારમાં સર્વે પ્રાણીઓ સુખી થાઓ સર્વે રોગ રહિત થાઓ સરવે કલ્યાણને અનુભવો ને કોઇ દુઃખને ન પામો.



# શું મનુષ્ય ખુદા થઈ શકે !

## સવાલ આઠમો.

—:*:—

આગા સાહેબ ? હવે આપ પોતેજ ઇનસાફ કરી ફેંસલો આપો કે આપ જેવા હીન્દુસ્થાનનાં મોતેબર તવંગર કિર્તીવંત પ્રથમ પંકિતના લીડર અને વળી વડીસરકારનાં કેટલાક ઉંચા ખેતાબો ધરાવનાર હોઇ શું આપને ઘટારત છે કે આપ પોતાના અજ્ઞાન અને ભોળા મુરીદો આગળ પોતે પોતાને ખુદા તથા પેગમ્બર જણાવી તેમની અજ્ઞાનતા અને ભોળપણનો લાભ લઇ એક પ્રકારનો વિશ્વાસઘાત કરી હજારો તથા લાખો રૂપીઆ દગલબાજીથી વસુલ કરી જોકે આપ

જાણો છો કે નતો આપ ખુદા અને નતો આપ પયગમ્બર છો બલકે સામાન્ય મનુષ્ય જેવા એક મનુષ્ય છો.

## જવાબ આઠમો.

### દોહરો.

" થાય ધર્મનો ક્ષય ને અધર્મનો વિસ્તાર,
" ત્યારે ભારત વીર ! હું ધરૂં ધરા અવતાર,
" દુર્જનને સંહારવા, કરવા સાધુ ઉદ્ધાર,
" ધર્મ સ્થાપવા યુગ યુગે, ધરૂં ધરા અવતાર.

" **રામદાસ.**"



ફ્રીમ્મા તમો પંડિતાઇના દાવો કરો છે. પણ તમારા લખાણ તો એવા મુડદાળ છે જેનાં પર તિરસ્કાર છુટયા વિન્યાં રહેતો નથી. કારણ કે **અઝાઝીલ** જે સેતાનને નામે ઓળખાય છે. તેણે હઝરત આદમ (અ) યાને મનુષ્યને સામાન્ય મનુષ્ય તરીકે સમજ્યો અને તેના અભિમાનમાં તેને પગે લાગ્યો નહી. તેથી આજ લગી તેને **મોહમેદન** આલમ ફીટકાર આપે છે. અને એ ફરમાનીને ગુમરાહ તરીકે લેખે છે, ખુદા ન કરે તમો પણ તેવા ફાટામાં ફસી પડી તેના ચેલા તરીકે ખપો, જુઓ આ સૃષ્ટિની સપાટીપર મનુષ્ય

દેહધારીએ શું શું કર્યું છે. બલકે જે કાંઇ કર્યું છે તે મનુષ્યેજ કર્યું છે. એમ કહીશું તો પણ ચાલશે ? અત્યાર લગી જે પયગમ્બરો તથા ઇમામો થયા છે તેમજ સનાતનીયોનાં મનાતા ભગવાન શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણજી તેઓ સર્વે અવતારધારી પુરૂષો મનુષ્યજ હતા. દુનીયામાં સઘળી વસ્તુઓથી ઉત્તમ આલા બલ્કે પરવરદીગારનાં ફરમાન મુજબ મનુષ્ય **અશરફુલ મખલુકાત** છે. તે ખુદાઇ અંશ ધરાવનાર મનુષ્યને તમો એક સામાન્ય વસ્તુ તરીકે સમજીને તેમાં **નુરે ઈલાહી** નથી તેવું સાબીત કરવા બરોબર છે, નહી તો હઝરત અલી (અ) જેઓ **નુશેરી**નાં ખુદા તરીકે મનાયા છે. તેનો ક્રમવાર **નુર અલ્લા નુર** ઉતરતો જે નામદાર **આગાખાન સાહેબ**માં પ્રસરી રહયા છે તેને તમો એક સામાન્ય મનુષ્યની ગણત્રી તમારા મન સાથે કરો છો અને વળી લખો છો કે " આપ પોતે જાણો છો " એ શું તમો નામદાર **આગાખાન સાહેબ** જાણે છે તે પણ સમજવાને પોતાને શક્તિમાન તરીકે જાહેર કરો છો. વાહ વાહ તમારી તો અજબ અક્કલ અને બહાદુર બુધ્ધી દેખાએ છે. પંડિતજી લખતા કાંઇ લજ્જાઓ તો સારૂં.

પંડિતજી તમો વળી પોતાને વેદાંન્તી કહેવાડો છો પણ તેમાં લખ્યું શું છે તે વાંચ્યું દેખાતું નથી, નહી તો એમ ભાંગરો નહી વાટતે.

**શ્લોક.**

**दर्शनु विश्व दर्शत दर्शरथ मधीक्षमि पता जुषत मे गिर.**

**ऋगवेद અધ્યાય ૨ મ ૧.**

## ભાવાર્થ.

સર્વ વિશ્વમાં મનોહરરૂપ વિષે જેની ખ્યાતિ છે. તેનું દર્શન આજે મને થયું આ પૃથ્વી પર મેં તેનો રથ જોયો આ મારી સ્તુતિનો તેણે સ્વીકાર કર્યો છે.

ફરમાવશો પંડિતજી આ વેદનો શ્લોક શું કહે છે અને શું સીદ્ધ કરે છે. ત્યારે હવે કહો કે ભગતોનો ઉદ્ધાર કરવા જે મનુષ્ય અવતાર ધારી તરીકે જાહેર થાય તેને શું કહેશો.

દાખલા તરીકે આપણા ચક્રવતિ મહારાજા શહેનશાહ નામદાર **જ્યૉર્જ** પાંચમાં મોટા વિસ્તારનાં મહારાજાધિરાજ છે તે પણ સાધારણ ઇનસાન છે. તેને શામાટે તમારી અકલની રૂએ બાદશાહ તરીકે સ્વીકારો છો, તેવણને પણ તમારા વકુફ વગરનાં લખાણ મુજબ એક સામાન્ય મનુષ્ય તરીકે ગણી લ્યો. ! કારણ તમારી ઉદ્ધતાઇ એમ સ્પષ્ટ સમજાવે છે કે "હમારી જાજમેં હમ ગુ ભરેગા" એતો કહેવત છે તે પ્રમાણે તમારા પર તમારી ખુશી અમલ કરનાર છે. ચાહે તેમ કરો છતાં જુઓ ઇસલામી આલીમો અને શાએરો શું કહે છે કે—

## રેખતો.

ખાકી ખલ્ક કા પ્રેમ પીયાં સો આદમ બનકર આયા રે.

## ગઝલ.

યાર ખીલવત સે નીકલ ચહેરા દીખાને કું લગા.

શ્રી કૃષ્ણ ફરમાવે છે કે.

શ્લોક.

अवजानन्ति मा मुढा, मानुषी तनु माश्रितम् ।
परं भावम् जानन्तो, मम भूत महेश्वर ॥

" ગિતા "

ભાવાર્થ.

જ્યારે હું માણસનું સરીર ધારણ કરૂં છું. ત્યારે મુર્ખ લોકો મારો તિરસ્કાર કરે છે, મારો ઉંચો ગુણ તથા સઘળા જીવોમાં હું ઇશ્વર છું તે જાણતા નથી.

તેજ પ્રમાણે અમારા હઝરત અલી (અ) ફરમાવે છે.

કલામે અલી.

અના વજહુલ લાહે ફીસ સમાવાતે વલ અરઝે કુલ્લો શૈયીન હાલેકુલ ઇલ્લા વજહી.

ભાવાર્થ.

આસમાન તથા જમીનમાં હું ખુદાવંદતાલાનું સ્વરૂપ છુ સઘળી ચીજો નાશવંત છે, સિવાય કે મારૂં સ્વરૂપ તેનો કદીપણ નાશ થનારો નથી.

વધારે આગળ ચાલતા પરવરદીગાર પવિત્ર કુરાને સરીફમાં ફરમાવે છે કે.

## આયત.

ફઅરસલને, એલયહા રૂહના ફત મસ્સલ લહા બશરન સવિય્યા.

## ભાવાર્થ.

અમે તેણી તરફ મોકલ્યો મારા રૂહને તે દેખાયો તેણીને સમ્પુર્ણ ઈનશાનના રૂપમાં.

[સુરતન મરીયમ] આયત ૧૭.

પંડિતજી વિચાર કરી જુઓ એ સઘળી વીગતો મનુષ્ય માટે શું સુચવે છે ત્યારે તમો એ વીગતોથી વિરૂદ્ધ જઇને શું કરી શકવાના હતા; જો કે અમો એમ કહેવા નીકળ્યા નથી કે માણુસ તે ખુદા છે, પણ એમ તો કહેવા વગર ચાલતું નથી કે મનુષ્યના લીબાશમાં એટલે મનુષ્યનાં જીસ્માની પડદા અંદર ખુદાનો નુર પ્રકાશમાન થઈ જાહેર આલમને હીદાયત કરી શકે છે, એમ જો સ્વિકારવામાં તમો પંડિત હોઇને આંચકો ખાશો તો પછી સર્વ શકિતમાન તરીકે ખુદાને સાબીત કરવાનું તમારાથી બની શકશે નહી. અને તેને અંગે અધુરાઓની ગણત્રીની સંખ્યામાં તમારો ઉમેરો થાય તેમાં નવાઈ જેવું રહેશે નહી; કારણ આખી મખલુકાત પરવરદીગારને સર્વ શકિતમાન તરીકે લેખે છે. તેને આધારે જો માણુસના પદડામાં રહીને ખુદા બોલે તો તે ખુદાની ખુદાઇને ઇલઝામ લગાડનારો નથી; પણ તમો પંડિત કહેવા નીકળેલા કે ખુદા એમ કરે અને ખુદા એમ

નહી કરે, એમ કહી પરવરદીગારની હદ બાંધીને (તૌબા) ખુદા સર્વે શકિતમાન નથી એમ બતાવી પોતાપર ઇલઝામ વહોરી લઇને બદનામીને લાયક ઠરો છો, કારણ કે ખુદાની વિશાળ શકિત માંહેના ભાગનું ખંડન કરવા જેવું એ પાપી કૃત્ય કરો છો.

પંડિતજી તમારી પંડિતાઇ દેખાડવાને **વેદોમુકદ્દશ** માંથી કોઇ એવો શ્લોક કહાડી આપો કે જે મતલબ એ પ્રમાણે રાખતો હોય કે પરમાત્મા મનુષ્યના શરીરમાં પ્રવેશ કરીને સંસારમાં વીચરતો નથી ? અમારી મત મુજબ એમ છે જ નહી ? અને જો તમો એમ કહેશો કે પરમાત્મા નિરંજન નિરાકાર છે, તેમ સ્કિારવામાં અમો વાંધો કરી શું નહી, સબબ અમારી માનીન્તા પણ એજ છે જે અમો હાડ, માશ, અથવા લીબાસના પુજારી નથી જેનો જ્ઞાન તમોને હોવાથી વશ વશો રહે છે, બાકી અમો તો **સુફીઝમ**ની રૂએ બીજી રીતે કહેતા **બ્રહ્મજ્ઞાન**નાં આધારે **નુર પરસ્ત** યાને **જયોતિ પુજક** છીએ તેથી **બુત પરસ્તિ**નાં અધિકારી અમો નથી પણ **મુકત** છીએ, હવે તે **નુર નામદાર આગાખાન** સાહેબમાં પ્રસરી રહયો છે, તેનો પુરાવો વંશાવળી છે, જેમ **દીવામાંથી દીવો શાર તે દીવો નિરંજન નિરાકાર** યાને **નુર માંહેથી નુર પ્રગટયો** તે પધ્ધતિ અનુભવે સમજાય, જેમ અમારા મહાન પીર **હઝરત પીર શમ્સ** હીન્દુસ્તાન ખાતે પધારી પંજાબની સર જમીન પર જે તમામ પ્રજાને ચમત્કાર કરી બતાવ્યો કે રાજાનો છોકરો ગુજરી ગયેલ તેને જીવતો કરયો એમ સઘળા ઇતીહાસો સ્વીકારે છે તેવણ સાહેબે

અનુભવ મેળવી અમોને સમબોધ કરેલ છે કહો કોઈ પણ હીન્દુસ્તાનની પ્રજાનો એવો **રહેબર** યાને રસ્તે બતાવનાર છે. તેઓએ અમોને અમારા **નામદાર આગાખાન** સાહેબની **વ્યક્તિ** નુરેખુદા યાને ઇશ્વરનાં અંશ તરીકે વંશાવળીથી સમજાવેલ છે તે બંધારણ **વેદો** તથા **પવિત્ર કુરાને સરીફ** પણ સ્વીકારે છે. અને તેનેજ **પીર શમ્સે** સ્પષ્ટ કરેલ છે. તેમ અગાઉ થઇ ગએલા પરમાત્મા **શ્રીકૃષ્ણ** તેનેજ અમો હાલ નકળંકી મોલા **મુરતઝાઅલી** (અ) થી લઇને **નામદાર આગાખાન** સાહેબને માનીએ છીએ તેમાં તમોને સત્ય ન સુઝતો હોવાથી ઇર્ષાની અગ્નિમાં ઝીપલાઇને જોઇએ તેમ બોલો તેમાં નવાઈ નથી.

આગળ ચાલતા તમો જે અમારા **નામદાર આગાખાન** સાહેબ માટે ગલીચ ભાષાથી વિશ્વાસઘાતી અને દગલબાજ કહેલ છે તેજ કલમથી સાથે સાથે લખો છો કે મોતેબર કિર્તીવંત તવંગર અને પ્રથમ પંકિતનાં લીડર વીગેરે છો એ તમારા લખાણમાં કઇ જાતની અધાધુની તથા અંધેર છે, કે કાળું અને ધોળું દુનીયાને એક તરીકે ઓળખાવવા બહાર પડયા છો, યાદ રાખજો દુનીયા આંધળી નથી. તમારા નજીસ દીલમાંથી સચાઇનાં સુકનો નીકળયાં છે. તેજ પાવર **નુરેખુદાનો** છે. અને તે પાવરે જ તમોને બોલાવ્યું છે, નહી તો વિરૂધ્ધી નાં મોઢામાં ખૈયરનાં શબ્દો હોતા નથી. એજ ફકરામાં વળી લખો છો કે " જો કે આપ પોતે જાણો છે કે ન તો આપ ખુદા અને નતો આપ પયગમ્બર છો," વાહવા પંડિતજી જે **નામદાર આગાખાન**

સાહેબ જાણે છે તે પણ તમો સમજીને નામદારના દીલની વાત જાહેર કરો છો ત્યારે તો બરાબર સારી પેઠે તમોને પુજવું જોઇએ. અને ફુટી બદામનું પણ મુલ ન ઉપજે તેવા તમારા લેખો માટે તમોને વીચાર નથી આવતો, તથા મુંબઇની ખાધેલી હાર ભુલી ગયા છો તે આ પ્રસંગે યાદ અપાવવી પ્રસંગોપાત થઈ પડશે કે જ્યારે તમો મુંબઈ આવીને કાકડવાડીના આર્ય સમાજનાં મંદીરમાં લેકચરાર તરીકે ઉભા રહીને જે હાડમારીઓ ભોગવી હતી. ત્યારે પણ તમારા સખુનો એજ હતા જે **નામદાર આગાખાન** સાહેબ પોતાને ખુદા અને પયગમ્બર કહે છે, ત્યારે અમો હાજર હતા તેમજ બીજા પણ કેટલાક અમારા મીત્રોની હાજરી હતી તે પ્રસંગે **નામદાર આગાખાન** સાહેબ કહે છે, તેની સાબેતી માંગી હતી. તેમાં તમો નાસીપાસ થયા અને તમારી પાસે જે પુસ્તકો પડેલા હતા. તે એમ તેમ ફેરવવા લાગ્યાં અને વધારે વખત થઇ જવા છતાં તમારાથી જવાબ નહી મળયો, ત્યારે પંડિત બાલકૃષ્ણ શર્મા જે ત્યાં હાજર હતાં તેણે તમો ને દબાણથી કહયું કે પંડિતજી "**જો તુમને બોલા હુયે ઉસકા જવાબ દો** તેનો જવાબ તમારી ચુપકીદી સીવાય કાંઈ મળયો નહી તેથી જાહેર ન્યુસપેપરોમાં ચર્ચા અમારા તરફથી તથા અમારા મીત્ર મુખતાર ભાઈ નાનજી ( સતીઆની ) તરફથી છપાવવાની ચાલુ થઇ અને હઝારો હેન્ડબીલો કહાડીને જબરદસ્ત મેળાવડો **અનજુમને ઝીઆઉલ ઇસલામ**માં કર્યો. તેનો રજીસ્ટર કાગળથી તમોને આમંત્રણ કર્યો. ત્યાં તમો હાજરી નહી આપતાં મુંબઇ નગરીને રાતો રાત મુકીને ચાલ્યા ગયા. હમણા પણ તે વખતન

ચર્ચા પત્રો આ બુકના પાછલા ભાગમાં છાપેલ છે. જેથી તમારો કફોડી સ્થિતિ યાદ આવે અને કાંઇ વીચારો.

ખરૂં પુછતાં અમારા **નામદાર આગાખાન સાહેબે** કોઇ ઠેકાણે ખુદાઇ દાવો કર્યો નથી. તોપણ અમારા થઇ ગએલા પીરોએ સત્યનો શંસોધન કરી નામદારની વ્યકિત શું છે તે **વેદો** તેમજ **કુરાને સરીફ**ની રુએ ઉતમ પ્રકારનાં હકીકતી **ઈલ્મ**ની હકીકત પ્રમાણે અમારા સાફ દીલમાં **રોશની** કરતાં ગયાં છે, અને છેલ્લા કળીયુગના પ્રવાહ પ્રમાણેનો સુધારો વધારો કરીને **વેદો**ના આધારે નીચેના શ્લોક પ્રમાણે **સતપંથ** સ્થાપિને હકીકતી ઇસલામની ડીગ્રી અતા કરી **હઝરત નબી મોહમદ** (સ) નો કલમો ભણાવી ગયા છે; કે **"લાઇલ્લાહ ઇલ્લલ્લાહ વ મોહમદ રસુલીલ્લાહ".**

---:o:---

## અલ્લો ઉપનીષદ.

**ह्हू होतार मिंद्रो होता इंद्रोरा माहा सुरिंद्रा अल्लो ज्येष्टं,**
**श्रेष्टं परमं पूर्ण ब्रह्मण अल्लामः ॥ २ ॥**

"અથર્વ વેદ"



# શું નકળંકી પ્રગટ થયો.

## સવાલ નવમો.

આગાખાન સાહેબ ? આપના પ્રકાશિત નામ ઉપર નહિ ભુસાઇ શકે તેવો એ કરતાં કયો વિશેષ કાળો ડાઘ સ્થાપિત થઇ શકે છે અને વળી એ કરતા વિશેષ કોઇ નિર્દયત્રાને દગલબાજી હોઈ શકે છે કે જ્યાં આપ મનુષ્ય તથા ખુદાના બંદા થઇ માત્ર ભોળા લોકો પાસેથી નાણું મેળવવા માટે પોતાને ખુદા તથા પયગમ્બર જણાવીં એ લોકો પાસેથી પોતાની બંદગી કરાવો છો, અને તે સાથે તેમને એવી લાલચ આપો છો કે આપ તરતમાં લગભગ થોડી મુદતની અંદર પોતાના વડા લશ્કરની સાથે ચહડાઈ કરી મુલતાનમાં પહોંચી કાફેરોને જે દીલી માં હશે, તેમને મારી દુનીયામાંથી નાબુદ કરી પોતાના મુરીદોને સવા લાખ વર્ષ માટે જગતનું રાજ્ય ઇનાયત કરશો અને જ્યારે આપના મુરીદો સવા લાખ વર્ષ રાજ્ય કરી લેશે ત્યારે આપ તેમને કાયમને માટે સ્વર્ગ

ફ્રોજો ખઝાના હુરો ગીલમાં વીગેરે આપશો અને આગાખાની મત સિવાયના લોકોને દોજખમાં નાંખશો, જુઓ દશ અવતારના પુસ્તકનું નવમો તથા દશમો પ્રકરણ; જનતપુરીનું પુસ્તક સો જ્ઞાન ની ચોપડી ભાગ બીજો વીગેરે.



## જવાબ નવમો.

—:*:—

### લ્હાવો.

લેવા **અથવ** નો લ્હાવો વેહલા સતપંથમાં ધાઓ,
પંડિતોથી પીટાતાનાં ભળો જઇ આગાખાનીમાં.

"વરતેજી."






ફીના? અફસોસ છે. તમારી ખોટી અને કફોડી દલીલપર; કે જે લખવામાં તમો ડહાપણ સમજીને લોકોને ઉશકેરવાનું કાળું કૃત્ય સેતાની આદરો છો. તે તમારા પોતા માટેજ નુકશાન કારક નીવડયા વિના રહેશે નહી, કહેવત છે કે, **ખાડો ખોદે તે પડે** તેમ થવું એ કીરતારના ઇનસાફની રૂઢી છે, તેમ તમો તમારા લખાણમાં લખો છો કે "આગાખાની મત સીવાયના લોકોને

દોજખમાં નાખશો " એમ તમારૂં લખવું હડહડતું અને ખોટું છે તેમ લખવાનો તમારો નજીસ હેતું તમોને પાર પાડશે નહી, બલ્કે તે લખાણમાં તમારી દગલબાજી શું છે તે પ્રકાશ પાડીને કહે છે કે, તમારી નેમ ખાસ તમામ દુનીયાનાં લોકોને ઉશકેરીને ઇસમાઇલી ઓને તકલીફ પડે તેવું ઇચ્છો છો, પણ યાદ રાખજો પંડિતજી કહેવત છે કે, **બીલાડીનાં કહેવાથી છીકો તુટતો નથી.** તેમ સમજી જે તમો દુનીયાપર સુલેહનો ભંગ કરીને બે દીલી ફેલાવવાની કોશીશ કરો છો, તે ન ભુસાઇ શકે તેવો તમારા કપાળ પર કાળો ડાઘ સ્થપિત કરો છો, કારણ મનુષ્યો પ્રત્યે ભ્રાતૃભાવને બદલે નિર્દયતા વાપરીને અસંતોષ ફેલાવવાનું કૃત્ય કરો છો.

બાકી **નામદાર આગાખાન સાહેબનું** નામ પ્રકાશિત ક્યારથી છે, અને દીનપર દીન પ્રકાશપર પ્રકાશ છે તે તમો ન સાંખી શકનાર પંડિત ઈર્ષાનાં આવેશથી પીડાઇને બકો છો, પણ જો સત્ય ચક્ષુઓ વડે જોશો અથવા તપાસશો તો સમજાશે કે જ્યારે **હઝરત આદમ** (અ) ની અરવાહ પણ **આલેમુલ ગાયબમાં** હતી અને સૃષ્ટિની ઉત્પતિ પણ થઇ નહોતી ત્યારે પરવર દીગારનું **તખ્ત** પણ પાણીપર ડોલ્યાં કરતું હતું, તે દીને એટલે **અદમમાં** પણ **નામદાર આગાખાન** સાહેબનું **નુર** પ્રકાશમાન હતો, જુઓ ઇસલામી પુસ્તકોમાં **હઝરત આદમ** (અ) ની ઉત્પતિ તો સમજાશે કે તેનાં ગાદી નશીન **નામદાર આગાખાન સાહેબ** તે **હઝરત અલી** (અ) નું નુર ધરાવનાર વારસ **આદ** થી ચાલી આવતી. જ્યોતિના માલેક છે, જેના માટે **હઝરત મોહમદ મુસ-**

**તરફ** (સ) શું ફરમાવ્યું છે તે નીચેની **હદીસ** વાંચી જુઓ. તો સ્પષ્ટ સમજાશે.

## હદીસ.

**અબુ સયદ હઝરી (ર) સે રીવાયત હયે કે જનાબે રસુલીલ્લાહ (સ) ને ફરમાયા હયે કે મએં ઓર અલી ચાર હઝાર બરશ આદમ સે પહેલે એક નુર થે જબ અલ્લા હોતાઆલાને ખલકતકું પેદા કીયા ઉસ નુરકો આદમકી પુસ્તમેં મીલા દીયા વોહ નુર હંમેસા એકહી શએમે રહેતા ચલા આયા યહાં તક કે અબદુલ મુત્તલીબકી સુલબમે જુંદા હો ગયા. બસ મુજમે નબુવત હયે વ અલીમે ખીલાફત હયે.**

એ **હઝરત રસુલીલ્લાહ** (સ) ના કોલ પ્રમાણે પુસ્ત દર પુસ્ત **નામદાર આગાખાન સાહેબને** અમો અનુયાયીઓ માનીયે તેતો ઠીક, પણ મોતેબર તવારીખો યાને ઇતીહાસો એના પુરાવા અને સાબેતીયો આપે છે. તે પરથી તમારા ઉધ્ધતાઇ ભરેલાં લખાણ ટકી શકે તેમ નથી. માટે જો હજુ પણ તમો રોટલાના બંદા થઇ બેઠા છો તેમ ન થતા તેનો ભરોસો પેદા કરનાર પરવરદીગાર પર રાખશો તો હીદાયત થશે. અને સત્ય સુંજશે નહી તો યાદ રાખજો તમારા રૂહને કદી પણ શાન્તિ મળવાની નથી. અને તમો કદાચ એમ ધારતા હશો કે એવી ગલીચ ચાલ અખતીયાર કરવાથી જે આગાખાનીઓ માં પંજાબી ભાઇ ભળયાં છે. તેઓ તેનો સાથ મુકી દેશે એમ તો બનવું નેવનાં પાણી મોભ પર પાછા વાળવા બરોબર છે.

એમ તમારી વાળ વગરની છાતીના ભાગ પર લખીને રોજ ગોખતા રેશો. અને કદાચ બનવા જોગ છે કે, તમારી પ્રપંચ ભરેલી ગુંથેલી જાળમાં કોઈ ભોળા ભટાક અથવા ટુંકી બુધ્ધી ધરાવનારા ફુલ મુલીઆ આવી જાય તો તેઓના કર્મની કહણાઇ છે.

મજકુર લેખમાં તમો લખો છો કે " પોતાને ખુદા તથા પયગમ્બર જણાવીને લોકો પાસે પોતાની બંદગી કરાવો છો." એ તમારૂં લખાંણુ તમારી મુઢતા અને મનોવિકારને જાહેર કરે છે. કેમકે કોઇપણ વખતે **નામદાર આગાખાન** સાહેબે **ખુદાઇ** કે **પયગમ્બરી** દાવો કર્યો નથી. અને એવા કોઇ દસ્તાવેજ નામદારે નથી લખ્યા કે જેમાં ઉપલા દાવાનો ભાસ પણ પડતો હોય, ત્યારે એ જુદી વીગત તમોએ **કલ્પિત** લખી મારી છે એમ શિદ્ધ થાય છે. પણ ખરૂં પુછતા સત્ય શોધક અમારા પીરો જેઓમાં મહાત્મા સતગુર યાને **પીરનુરૂદીન.** બીજા પીર **શમ્સ** જેવણે સુર્યને મુલતાન શહેરમાં નીચે ઉતારી ચમત્કાર બતાવેલ ત્રીજા પીર **શદરદીન** સાહેબ જેઓ ભુખ તરશની દરકાર કર્યા વગર ઘણી હાડમારીએ **સત્યપંથ** નો ફેલાવો કર્યો. ચોથા પીર **હશનકબીરદીન** સાહેબ અને પીર **તાજદીન** વીગેરે એ પોતે જે રસ્તા પર વહેન કરતા હતાં, અને તેમાંથી મુક્તિ મેળવવા ભાગ્યશાળી થયાં તેથી તેવણુ સાહેબોએ પોતે ગૃહણુ કરેલા રસ્તાની રૂહે **નામદાર આગાખાન સાહેબ** નુરે ખુદા યાને **ઇશ્વર અંશ** છે, તે તેઓની ખાનદાનીને વંશાવળી વીગેરેથી પુસ્તકો લખીને તેમાં આગાહી કરતાં ગયા છે. જેની ગોળાઆકારમાં સઘળા પંથોમાં પૃથા પડેલી છે. તે સ્પષ્ટ કરી **સત પંથીઓ**ને સમબોધી ગયા તેને આધારે

અમો અનુયાયીઓ **નામદાર આગાખાન સાહેબને** સમ્પુર્ણ રૂપે માનીયે છીએ.

પંડિતજી તમારા દીલમાં **હસદ** અને **કીનો** ચરચોટ ભરેલો છે તેથી તમો માનો એમ બનવા ગોગ્ય નથી જેમ પરવર દીગારે **કુરાને શરીફ**માં ફરમાવેલ છે કે.

**આયત.**

**જોકે અમો તેઓ પાસે ફરેસ્તાઓ મોકલ્યા હોત અને મરી ગયેલા માણસો તેમની સાથે બોલ્યા હોત અને અમો તેઓનાં માટે સઘળી ચીજો જથાબંથ એકઠી કરી હોત તો પણ તેઓ એવા નહોતા કે ખુદા ચાહે તે સિવાય ઇમાન લાવે.**

**[ સુરતુન અનઆમ ] આયત ૧૧૨.**

ખરેખર પંડિતજી એ **કલામે રબ્બાની** તમારા માટે બંધબેસ્તા દેખાય છે. અને અમો ચાહીએ છીએ કે ખુદા તમોને ઇમાનદાર બનાવે જેમ **હિન્દુઝમ**ને આધારે કહેવામાં આવે છે કે **નીરકળંક** પ્રગટ થશે. ને ત્યારે સઘળી દુનીયાને **એકેશ્વરી** કરીને ચક્રવતિ રાજ્ય સ્થાપશે. એ તદન ખરૂ અને બંધ બેસ્તું છે પણ સુધારા સાથે અમો એમ કહીસું કે પ્રગટતો છે પણ **જાહેરીમાં આવશે** કારણ કે, દરેક ઝમાનામાં એટલે સૃષ્ટિની ઉત્પતિને લઇને અત્યાર વેર કોઇ પણ વખતે **નુરેખુદા** યાને **ઇશ્વરી અંશ**ના પગલા વગર પૃથ્વી ખાલી રહી નથી, અને રહેશે પણ નહી. દરેક પળે દરેક ઘડીએ એ

અવતાર ધારી પુરૂપ **મઝહરૂલ અઝાઇબ**ની મોજુદગી એટલે હાજરી છે ? ને છેજ ? અગર એક પળ પણ પૃથ્વી પર એ **અકળ પુરૂષ**ની ગેરહાજરી રહે તો પૃથ્વી **રસાતાળ** જાય, બીલકુલ સ્થિર રહી શકે નહી. પણ એ મહાન પુરૂપ ચારિત્ર્યવાન હોવાનાં સબબે ક્રીડા રૂપે નવી નવી વ્યકતિઓમાં પ્રકાશમાન થાય છે તેને જેની વૃતિ પાક હોય જેનાં વિચાર સરળ હોય તે ઓળખીને ધ્યાવી શકે છે. જેમ નીચેનાં શ્લોકમાં કહેલ છે કેઃ-

## શ્લોક.

**ब्राह्मं कृतयुगं प्रोक्तं त्रेतातु क्षत्रियं युगम् ।**
**वैश्यो द्वापरमित्याहुः शूद्रः कलियूगः स्मृतः ॥ ८६ ॥**

**( મનુસ્મૃતી )**

## ભાવાર્થ.

સતયુગમાં બ્રાહ્મણનું સ્વરૂપ છે ત્રેતા યુગમાં ક્ષત્રીનું સ્વરૂપ છે દ્વાપુરયુગમાં વઈશ્યનું સ્વરૂપ છે અને કળીયુગમાં શુદ્રનું સ્વરૂપ છે.

છેલ્લા **કળીયુગ**ના સુધારા મુજબ અને **મનુ મહારાજ**ની ભવિષ્ય ભાંખ્યા મુજબ અમારા અવલ ઇમામ **હઝરત અલી** (અ) આ ચોથા યુગે **નકળંકી** રૂપે પ્રગટ થયા. અને તેનો છેવટ જ્યારે પૃથ્વી પ્રલય થશે. એટલે જે વખતે **કીયામત** બરપા થશે તે વખતે **ઇમામ મહેદી** તરીકે ઝહુર થશે તે ઇમામ મહેદી **હઝરતઅલી**

(અ) ની વંશાવળીમાંથી હશે તે ગણત્રી મુજબ અમારા નામદાર **આગાખાન સાહેબ હઝરતઅલી** (અ) ની પહેડી દર પહેડી ઉતરી આવેલા ગાદી નશીન છે અને એ **આલ** માંથી જે દુનીયાને એક ધર્ણી બનાવીને ધર્મ રાજ્ય સ્થાપશે તેજ **ઇમામમહેદી** તરીકે ઓળખાસે અને તેવણનું જાહેર થવું, કયારે થશે. જ્યારે દુનીયાના લોકો અઘોર પાપ વર્તાવસે અને ખુદાના નુરની યાને ઇશ્વરીઅંશવાળા સત્ય પુરૂષની મુનકેરો કાફેરો નીંદા કરશે, અને તેના પર ખોટા આક્ષેપો મુકી ઇલઝામ લગાડશે. ત્યારે એકાએક તે પુરૂષ **ઇમામ મહેદી** તરીકે જાહેર થઇને નીંદા કરનારા કાફેરો અને ધર્મ પર નહી ચાલતા મુનકેરો અને જુલમ કરતા જાલીમોને મારીને મોમનો યાને નુર-સ્વરૂપને ઓળખનારાઓને આરામ આપશે, તેઓએ કરેલી ભકિતનાં પ્રભાવે અને દુનીયામાં ખમેલી મુનકેરોના હાથની તકલીફોને બદલે તેવણને અભ્યપદ પ્રાપ્ત થશે, તેથી તેઓને કોઇ વાતનું ગમ અથવા નીંદા કે ચીન્તા રેશે નહી. અને દરેક પળેદરેક ઘડીએ **ઇમામ મહેદીનાં** દર્શન કરતા આનંદમાં રહેશે તેવી જાતની બાદશાહી તે મોમનો કરશે યાને રાજ્ય ભોગવશે. ત્યાં રાજા તો એક ઇમામ હોઇ શકે છે પણ મોમીનો માટે જે રાજ્યનો શબ્દ છે તે અલકારીક છે, અને જે મુદદા, દીલ્લી અને મુલતાન વીગેરેના છે. તે તમો સમજતા શીખશો તેને વાર છે. એ શબ્દો સત્ય શોધક મહત્માઓ પીરોના છે, તેમાં જે મર્મ છે તે પ્રેમીજન લહી શકે તમારા જેવા ચસકેલા વીચારોને બંધ બેસસે નહીં.

આગળ લખતાં તમોએ જે પુસ્તકોનાં હવાલા આપેલા છે તે

પુસ્તક **નામદાર આગાખાન સાહેબનાં** લખેલા કે જોડેલા નથી. પણ **નામદાર આગાખાન સાહેબને** નુરેખુદા ઈમામે ઝમાન મોલા-અલી (અ) નીકળંક છે, એમ શિક્ષણ આપનારા છે માટે પંડિતજી તમારી ભુલ સુધારવાને પ્રયત્ન કરો. બીજું જે લશ્કર માટે લખેલ છે તે જે ઈમામને માનનારા છે. તે તેનો લશ્કર છે, તેમજ હુરો ગીલમાન સ્વર્ગ વીગેરે એ માનીતા ધર્મની રૂએ બરોબર અને સત્ય છે. તેના માટે એક સાએરે કહેલ છે કે—

દેખ.

**જેસા કરેગા વૈસા ભરેગા કીયા નહી તો કર કર દેખ,**
**દોઝખ બી હુયે જીન્નત ભી હુયે દેખા નહી તો મર કર દેખ.**

એટલે એ વીગતો મરવા પછીની પ્રાપ્તિ છે. તેના માટે દરેક પંથોમાં, **વેદોમાં, કુરાનમાં,** પૃથા પડેલી છે. જેમ વેદો **સ્વર્ગ** કહે છે. તેમ કુરાને સરીફમાં **બહેસ્તનાં** નામે ઓળખાય છે. જેમ વેદો **અપ્સરાઓ** કહે છે તેમ કુરાને સરીફ **હુરાઓ** કહીને ઓળખાવે છે, એવી વીગતો સ્પષ્ટ હોવા છતાં પંડિતજી તમો આક્ષેપનાં રૂપમાં રજુ કરો છો. તે શું તમો એવું જ ભણ્યા છો નહી તો જુઓ વેદો પણ જેનો વીગતવાર અને સત્ય ભરેલો અહેવાલ આપે છે. તેને પણ તમો વળગી રહેવાને નશીબવાન નીવડયા નથી. અને લગામ વગરના પ્રાણી માફક ચીલ્લો એટલે લાઈન મુકીને એમ તેમ દોડયા કરો છો એ અફસોસ પર અફસોસ છે.

### શ્લોક.

**प्रये धामानि, पूर्व्याण्य र्चा निव यंदुच्छान्वियो तारो अमृराः ।**
**विश्वा तारो वितेद धुरजस्रो ऋतधी तयो रुरुचना द्दमाः ॥**

ઋગવેદ અધ્યાય ૮ મ ૪

**જે દિવ્ય વિભુતિઓએ આ પુરાતન દિવ્ય મંદિરો સું પ્રકાશિત કર્યાં, જે અજડ વિભુતીઓએ પોતાનું તેજ પ્રગટ કરીને દરેક વસ્તુ જુદી જુદી નજરે કરી સુખદાતા દેવોએ સર્વ કાંઇ આપેલું જ છે તેજ આ ધર્મ મય બુધ્ધિવાળો અવિનાશી અને અદભુત ચરિત્રવાન દેવ પોતાની દિવ્ય કાન્તિથી ઝગ મગે છે.**

પંડિતજી ઉપલો **શ્લોક** દેવની કાન્તિ સ્વીકારે છે. ત્યારે **વ્યકિત** વગર કાંન્તિનો વર્ણન થઇ શકતો નથી તેથી, **આત્મજ્ઞાન** યાને **સરીઝમ**ના હીસાએ ઇશ્વર સર્વ શકિતમાન છે. તે શકિત માંહેની એ સ્લોકનાં આધારે એક શકિત એ નજરે પડે છે કે તેનું નુર ઇંનશાનમાં ઝગમગે અથવા મનુષ્યના સ્થુળ શરીરમાં જ્યોતિ આનંદ રૂપ રહે તો તે તેની શકિત માંહેની એ વીગત છે. બાકી તમારા જેવા પંડિત ઇશ્વિરની શક્તિ પુર્ણ નહી માનનારના મનમાં વસવસો છે કે પરમાત્મા એમ કરે અને એમ નહી કરે તે તમોને જ મુબારક બાકી અમોને પરવરદીગાર માટે અવગણના કે વસવશો એવો કોઇ નથી. અને પોતાનાં શરીરની ખાલ ખેંચીને ઉતારી આપનાર

**પીર શમ્સે** અથવા બીજા પીરોએ જે કાંઇ ભાખ્યું તે સત્ય છે ખરૂં છે અને નક્કી છે. તેની રૂએ **સતપંથ** એજ અમારા માટે રૂડો રસ્તો અને સાચો માર્ગ છે.

છતાં તમો આર્ય સમાજીસ્ટ હોઇ ટીકા કરવાને પાછા પડશો નહી કે મનુષ્ય ખાલ પોતાના હાથે ઉતારી શકે કેમ તે તમારી તુંદાઇથી એ વીગતને સત્ય સમજી સ્વીકારશો એમ લાગતું નહી હોવાને લીધે ઉચિત ધારીને નીચેનો શ્લોક રજુ કરી બતાવીશું કે **મહાત્માઓ** યાને **પીર મુરશદો** કેવા ચમત્કાર કરી શકે છે! તે તરફ રજુ થઇ તમારી ભ્રષ્ટતા ભરી ટીકાઓનો છેડો લાવીને મહાત્માઓના કલામોનાં કાયલ થઇ અવિનાશી પુરૂષ શોધી તેને ચરણે પડી પંડિતજી તોબા તોબા કરો.

શ્લોક.

**याभिः शचीभिश्चमसाँ अपि शत यया धिया गामरिणीतचर्मणः ।**
**येनहरी मनसा निरतक्षत तेन देवत्व मृभवः समानराः ॥**

ઋગવેદ અધ્યા. ૪. મ. ૩.

જે તમારી અદભુત શકિતથી તમે જુદા જુદા ચશમ નિર્માણ કર્યા જે બુધ્ધિ ચાતુર્યથી તમે ફકત ચામડુ લઇને તેમાંથી જીવતી ગાય બનાવી છોડી દીધી અને જે સામર્થ્ય વડે ફકત સંકલ્પથી અશ્વ નિર્માણ કર્યા તે કૃર્તૃત્વને લીધે હે ઋભુઓ તમને દેવત્વ પ્રાપ્ત થયું.



# શું દુર્જનમાં શાઠયતા હોય છે.

## સવાલ દશમો.



આગાખાન સાહેબ ? ખુદા વાસ્તે ઇન્સાફને હાથમાં લઇ પોતાના પ્રખ્યાત તથા માન મરતબાને જોઇ અને વડી સરકારની મહેરબાની અને તેના એનાયત થયેલા ખીતાબોની શાન તથા ઇજતને સામે રાખી ખુદાનો ખોફ ખાઇ ખરે ખરૂં જણાવી આપો કે શું આપ ખુદા તથા પયગમ્બર છો, કયાં છે આપની અગણીત ફોજ ? અને આપ કયારે ચહડાઇ કરી કાફરોને મારી પોતાનાં મુરીદોને જગતનું સવાલાખ વર્ષનું રાજ્ય આપશો, અને તેની મુદત માટે જે આપના પુસ્તકોમાં બબે ચાર દહાડા લખેલા છે, તે કયારે પુરા થશે કયાં છે. આપની જન્નત કયાં છે, આપની પાસે દરેક મુરીદ

પાસે ખજાના ફોજ સીતેર અપ્સરાઓ પાંચસો છોકરાઓ અને તહેનાત માટે પાંચસો ફરીસ્તાઓ વીગેરે.

—:o:—

## દોહરો.

શું સંપ સ્વજને, દયા પરજને, ને શાઠયતા દુર્જને,
પ્રીતી સાધુ જને નીતી નૃપ જને, સારલ્ય વિદ્વજ્જને;
શોર્ય શત્રુ જને, ક્ષમા ગુરૂ જને, નારી જને ધુર્તતા,
એવી એવી કળા વીશે, કુશળ તે ન્યાય માર્ગે જતાં.





કીષ્ના ? ખરી વાત છે, જ્યારે મનુષ્યના દીલમાં દુર્જન્તાની જવાળા પ્રગટ થાય છે, અને અદેખાઇમાં અંધ બની પોતાની સ્થિતીપર ટકી નથી શકતો ત્યારે તેમાં દોહરાનાં વાકયો મુજબ **શાઠયતા** આવે છે તેથી તેની બુદ્ધિનો નાશ થતાં, અધ્ધોગતિએ પહોંચે છે. તેનો ઉદાહરણ એ છે કે, વીજળી એક ઘણી ઉપયોગી અને બળવાન છે જેનાથી મનુષ્ય જે ઇચ્છે તે કામ લઇને ફાયદો મેળવી શકે છે પણ તેજ વીજળી કોઈ નાદાન અથવા વીજળીથી અજ્ઞાન હોય તેવા મનુષ્યના હાથમાં આવે તો કામ લેવાને બદલે તેની સામે આત્મઘાત થાય છે, તે અજાણતાને લીધે હમેશાં માટે સંસારમાંથી

કુચ કરી જાએ એટલે વગર મોતે મરણને સરણ થઈ પોતાની જીંદગી ગુમાવી નાંખે છે.

પંડિતજી ઉપલી દલીલ મુજબ તમો પણ અભણ અને અજાણ છો, માટે જાણીતા કોઇ પ્રોફેસરને તાબે જઇને તાલીમ મેળવો. ત્યારે સત્ય શું છે તે સમજીને પોતાની પંડિતાઇને સોભાવી શકશો, મગર હાલ તો તમારી સ્થિતી દયા ખાવા જોગ છે.

અફસોસ છે તમારા લખાણ પર કે **નામદાર આગાખાન સાહેબે** જે કાંઇ વહેવારિક રીતે દુનીયામાં નામના મેળવી છે તે તેવણમાં ઇનસાફ છે. એમ સમજાવે છે. તેને તમો પક્ષપાતી નાદાન પંડિત કહેવા નીકળયા છો કે, " ખુદા વાસ્તે ઇનસાફને હાથમાં લઇ " એ તો એવું બન્યું છે કે, ધાતકી નિર્દય **નીરો** હોઇ ઇનસાફ વિરૂધ્ધ નહી ચાલનાર **નોશેરવા** ન્યાયીને કહે છે કે, ઇનસાફ પર બરોબર ચાલ પણ પંડિતજી પહેલે ખ્યાલ કરવાનું એટલુંજ હતું કે, **નોશેરવા** નાં ઇનસાફ માટે આલમને બે મત હતા જ નહીં તેવાજ આ વર્તમાન કાળમાં અમારા **નામદાર આગાખાન સાહેબ** માટે તમામ પ્રજાના વિચાર છે ત્યાં તમારા જેવા મતલબી પંડિતનું ખોટું પજરણ ચાલે તેમ નથી શું એમ બોલી તમો એ કહેવા બહાર પડયા છો કે જે ભલી મહાન **બ્રીટન ગવહરમેન્ટ** જેણે નામદાર **આગાખાન સાહેબને** ખીતાબો દીધા છે, તેમાં તમારા જેટલી ડહાપણ કે સમજ શકિત નથી, તેથી નથી **સમજી** શકી કે **નામદાર આગાખાન સાહેબ** ઇનસારી નથી.

એમ બનવું અશકય છે. માટે આવું ચીચડ શાધીને તમો કેટલા દોકડાન પંડિત છો તે તમો પોતાને સાબીત કરી બતાવો છો બીજી રીતે કહીએ તો અદેખાઈની જવાળાથી ગરમાઈમાં આવીને ઉપંગ્ટાંગે **નામદાર આગાખાન સાહેબ**ની શાન તથા ઇજત ને ન જોઇ સકવાથી એ પાપ ભરેલો પ્રશ્ન રજુ કર્યો છે.

વળી આગળ ચાલતા પંડિતની પધ્ધતિ વિરૂધ્ધ દ્વેષ ભાવનો ઉભરો ખાલી કરવા ભડકાવનારી ભાન વગરની સ્થિતીમાં રજુ થતા કહેવા નીકળયા છો કે, " ખુદાનો ખોફ ખાઇને ખરેખરૂં જણાવી આપો કે શું આપ ખુદા તથા પયગમ્બર છો. " આ સવાલ જો કે મકકરથી કરવામાં આવેલો છે, " જેનો પંડિતજી તમોને પચાસ વખત જવાબ મળી ગયો છે. છતાં વળી સાંભળવું હોય તો કાન-માંથી મેલ કાઢીને સાંભળો કે ફરીથી પુછવાનો પ્રસંગ હાથમાં લેવો ન પડે, કોઈ શેઠીયોં દાના હોય તો પોતાને મોઢે શેઠ કહેવામાં વડાઇ માનતો નથી. તેમ રાજા મહારાજાઓ પોતાની મેળે તેમ પોતાને કહેતાં નથી, જો કે શેઠને તેનાં નોકરો શેઠ સમજે છે, રાજા મહા-રાજાઓને તેની પ્રજા રાજા ગણે છે, તેમ **નામદાર આગાખાન સાહેબ** જેઓના નુરે ખુદા કે પયગમ્બર વીગેરે છે તેઓ તેવણને તવી રીતે માને છે અને એ વીષય ગહન છે. તેમાં તમારી શકિત નથી કે માથું મારી શકો, સબબ અમો ઇસમાઇલીઓનું જ્ઞાન **હાડ માંશ રૂધીર**ની માનીન્તાનો નથી પણ **નુરાની** યાને **જ્યોતિ** પરસ્ત છે. તેવું થવા માટે સ્વાર્થ તજીને મહાન મુરશીદની સેવા કરી દીવ્ય દ્રષ્ટિની પ્રસાદી મેળવવી જોઇએ પછી સમજાય કે **ખુદા** કોણ છે; **પયગમ્બર** કોણ છે અને **ઇમામ** કોણ છે.

આગળ ચાલતા કહીશું કે ખુદા તેજ છે કે જે સર્વે પ્રાણીની આત્માઓમાં મહાન આત્મા છે. જે સઘળી આત્માઓ પર સર્વોપરીપણું ભોગવતા, સર્વે આત્માઓના હાલથી વાકેફ હોય, તે સઘળુ હાલ જાણનાર તરીકે અમારા પરવરદીગારે જે પવિત્ર કુરાને સરીફમાં અમોને સબક આપેલ છે. તે વાંચી જુઓ કે એ સુ સુચવે છે. તે પર દ્વેષ રહિત વીચાર કરશો તો તમારા સવાલનું સમાધાન તમારા મન સાથે પોતાની મેળે થઈ જશે.

**આયત.**

**કુલ્લ સૈઇયન અહશન્ના ફી ઈમામી મુબીન.**

**[સુરેયાશીન] આયત ૧૨.**

**અર્થ**—સઘળી ચીજોનો વર્ણન જાહેર ઇમામ પાસે છે.

ઉપલી આયત રજુ કરતાં કહીશું કે અમારા નામદાર **આગાખાન શાહેબ** જે **હઝરતઅલી** ( અ ) ની વંશાવળીથી ઉતરી આવેલા અડતાલીશમી પેહેડીએ અમારા બરહક **ઇમામે ઝમાન** છે, અને તેઓ ખુદાનાં કલામ મુજબ સરવે ચીજોનો હેવાલ જાણતાં હોવાથી **નુરેખુદા** યાને પ્રભુ જ્યોતિનાં વારશ છે. એ મુદ્દાઓને ધ્યાનમાં લેતા જે તમોએ નકશાનીયત કરેલ છે તે તમારેજ વિરૂદ્ધ જનાર કહેવાશે.

મજકુર સવાલમાં આગળ ચાલતાં પુછો છો કે "**ક્યાં છે** આપણી અગણીત ફોજ" તેનો જવાબ એ કે જ્યારે અમારા છેલ્લા પયગમ્બર **હઝરત મોહમદ (સ)** કાફેરો સામે લડવા બહાર પડતા

હતાં, ત્યારે ફોજમાં કુદરતી ફીરસ્તાઓ વીગેરે ભેળાઇને મોમનોને મદદ કરતા હતાં. તે ફોજ તમારી દ્વિતા ભરેલી દ્રષ્ટિથી જોઇ શકો તેમ નથી, માટે તેવી તમારી ઉત્કંઠાને વિરામ આપો, વળી લખો છો કે "ક્યાં છે આપનીજન્નત ક્યાં છે આપના દરેક મુરીદ પાસે ખજાના ફોજ સીતેર અપ્સરાઓ પાંચસો છોકરાઓ અને તહેનાત માટે પાંચસો ફરેસ્તાઓ વીગેરે" એ લખતું પીર ઇમામશાહાનું છે. તેવણુ માટે જો કે અમોને માન છે, પણ તેવણુ પીર નામદાર **આગાખાન સાહેબ**નાં વડવાઓનાં એક અમારી માફક મુરીદ હતાં. તેવણુને તે વખતના ઇમામ પાસેથી કાંઇ પીરીનો સરપાવ નહી મળેલો હોવાનાં સબબે અમો તેપર વધારે વીવેચન નહી કરતાં એટલુંજ કહીશું કે ઉપલું તમારૂં જે લખેલું છે અને તે તમો જોવા માગો છો, પણ એ સઘળુ મરવા પછી જોઇ શકાય તેવુંછે, અને મોત સરવે પર છે તે વખત જ્યારે આવશે ત્યારે પોતાની મેળે જોવા પામશો.

આ ઉપરથી કહેવું પડે છે કે પરવર દીગારની કળા અકળ અને અભેદ છે, તે તમો સરાહગત ભરેલા લખાણો કરી, મક્રરની જાળ ફેલાવી જાણવા માંગો છો, એ તમારી કઇ અકકલનો ઉપયોગ કરતાં માલમ પડો છો. તે સમજાઇ શકાતું નથી. તમારા કરતાં અજ્ઞાન ઇનશાનો પણ વધારે સમજ સકિત ધરાવે છે. વળી સાથે બબે અને ચાર ચાર દહાડા માટે પુછો છો તે તો અલૌકીક છે, જેમ કહેવત છે કે "દુનીયા બે દીનની છે" એ વીગતોપર બોધ લેવાની અગત્યતા છે કે આક્ષેપ કરવો જોઇએ, તેમજ હુરાઓ

ગીલમાન અને ફ્રેસ્તાઓની જે જે સંખ્યા છે, તે અમારા મહાન ઇસલામના પુસ્તકોમાં ઘણે ઠેકાણે વીવેચન રૂપે આપવામાં આવેલ છે, તેવીજ માનીન્તા સનાતની ભાઇઓ આસ્થિકોમાં છે એ તમામ વીગતો ઇશ્ક યાને મોહોબત પ્રીત અને પ્રેમની છે, અને એ વીગતો લખનાર **નામદાર આગાખાન સાહેબનાં** નુરની પરસ્તિ કરીને પ્રશાદી પામેલા હતા. તેવણ વર્ણવી ગયા છે. ત્યારે હાલ તો તેઓની મોજુદગી નથી. જે તમોને મજકુર બાબતો સ્પષ્ટ દેખાડે છતાં ત્યાં જશો ત્યારે જોવા પામશો, વળી હા ત્યાં જશો તેમાં પણ એક શંકા છે, કે જ્યાં લગી એ મહાન મુરશીદોની કથેલી ક્રીયાઓનો અનુભવ નહી લેશો, ત્યાં સુધી તમારા માટે તે દરવાજા બંધ રહેશે, જે તમો જોવાને હાલ માંગો છો, છેવટે કહીશું કે તમોએ એ સઘળો ઉત્પાત એ દીલી અને દુનીયાની સુલેહ પસંદ આલમ વચે ભંગાણ પડે તેના માટે યોજેલો છે, કારણ તમારા મનમાં હઠીલાઇ અને કપટીપણું છે તેથી હમેશાં તેવા રહેશો એમ હઠધર્મીઓ માટે અમારો પરવરદીગાર ફરમાવે છે કે.

**આયત.**

**ખુદાએ તેઓના અંતઃકરણ ઉપર અને તેઓના કાન ઉપર મોર મારી છે. અને તેઓની આંખ ઉપર પડદો છે. અને તેઓને માટે ભારે સઝા છે.**

[ સુરતુર બકરા ] આયત ૭.



# શું વેદ અને કુરાન અલી છે?

## સવાલ અગીઆરમો.

—:*:—

આગાખાન સાહેબ? મેં આપના દસ અવતારનાં પુસ્તકમાંથી આપના દસમા અવતાર અને આપની સઘળી ફોજો અને તેમનાં હથીઆરો અને લડાઇઓના હેવાલો અને પોતાનાં મુરીદોને બાદશાહી અર્પણ કરવાની કહાણીઓ અને જન્નતપુરીનાં પુસ્તકમાંથી આપના સ્વર્ગના દેખાવો બજ.ના તથા ફોજોની શાનો શૌવકત હુરો ની ખુબસુરતી અને તેમની નાજુકાઇનાં વર્ણનો નો તરજુમો કીધો છે, જે આજ કાલમાં છપાઈ બહાર પડનાર છે. તેમાં કાંઇ પણ શક નથી કે તે

છપાઈ જતા સુધીમાં અથવા તે પહેલા આપ પોતાનાં પુસ્તકોને રદ કરી જણાવી આપશો કે વેદને કુરાન મારા બોલ અને હુકમો છે, જો કે હદ ઉપરાંતનાં ભોળા લોકો તો તેમ થતાં પણ આપની હીકમતને સમજી નહિ શકશે, તો પણ ઘણા લોકો તો સમજી જ જશે કે તેમનો ખુદા સરકાર તથા પયગમ્બર પબ્લીકથી ડરી જઈ પોતાની કીતાબોને રદ બાતલ કરે છે.



## જવાબ અગીઆરમો.



### દોહરો.

તિલક કરતા ત્રેપન વયાં, જપ માળાના નાકા ગયાં,
તીરથ ફરી ફરી થાકયા ચરણ, તોએ ન પોતા હરીને શરણ,
કથા સુણી સુણી ફુટયા કાન, 'અખા' તોએ ન આવ્યું બ્રહ્મ જ્ઞાન.

"અખો."






ના ? અફસોસ છે તમારી પંડિતાઇ પર કે બધું આનું ને આવું હદ ઓળંગીને લખવા શીખ્યા છો કે કાંઈ સત્યતા ભરેલું પણ લખી જાણો છો, આતું ઉદ્ધતાઇ ભરેલું અને ખોટે ખોટું લખી શા માટે તમો તમારો તોલ ઉતારી પાડો છો. અગર

લખતાં નહીં આવડતું હોય અથવા અમારા મઝહબની માહીતી નહી ધરાવતા હો તો પ્રથમ પુરતો અભ્યાસ કરીને પછી કલમ હાથમાં પકડો તો કંઇ સાચું લખી શકશો અને સત્યને જોઇ શકશો.

પ્રથમ દરેક સવાલમાં **નામદાર આગાખાન સાહેબને** લખોછો કે આપના પુસ્તકો એ તમારૂં લખવું તદન ખોટું અને દંભિક છે, દરસો અવતાર **ઇમામશાહાનો** લખેલો છે તેમ જન્નતપુરી પણ **ઇમામ શાહની** લખેલી છે, હવે મજકુર ઇમામ શાહા કાંઇ અમારા **ઇમામ** તરફથી મુકરર થયેલા ઉપદેશક તો હતા નહી. તેથી તેઓ એક અમારા જેવા નામદાર **ઇમામનાં** શાધારણ મુરીદ તરીકે ગણાય, તેનાં માટે અમારા પાસે રોકડો જવાબ તો એ હતો કે લખનાર પાસેથી બાતમી મેળવો. પણ જો **શાહ** તરફથી મુકરર થયલા ઉપદેશક હોય તો તેના શાથે અમો બાલોબાલ બંધાએલા છીએ. અને તેઓનાં લખેલા વચનોના જવાબ પણ અમારી પાસે મોજુદ છે. છતાં **ઇમામ શાહની** લખાવટ હોઇ તમારા જેમ સહરાધાત ન કરતાં દલીલ રૂપે લખવા પાછળ પડીશું નહી, કારણ કે જે વીગતો તમોએ લખેલ છે તે જુની યાદ કરાવી અમારા અંતઃકરણને તાજું બનાવેલ છે અને ખુશી ઉપજાવી ભવિષ્ય માટેની લાગણી ઉશકેરો છો કે અમારા મહાન છેલ્લા પયગમ્બર હઝરત **નબી મોહમદ મુસતફા** (સ) જ્યારે **મકકા સરીફમાં** જનમ્યાં ત્યારે તેઓ પાસે કાંઇ શાનો શૌકત હતી? અથવા કોઇ ફોજે કે હથીયારો હતાં? અને બાદશાહી તથા ખજાના હત? નહી! તેઓ કાળા પથ્થરો વચ્ચે જન્મયાં હતા જંગલી અરબો જેઓ હરામ હલાલ નહી સમજતાં

હતા તેવી ત્યાંની પ્રજા હતી, તેમાં અમારા પયગમ્બરનો વસવાટ થયો, જેમ જેમ વખત જવા લાગ્યો મુદ્દત ગુજરવા લાગી તેમ તેમ તેવણુનો નુરાની પાવર ઉછળવા લાગ્યો, તેથી ત્યાંની પ્રજાપર અસર પડવા લાગી, થોડી મુદ્દત બાદ નકળંકી અવતાર અમારા હઝરત **મૌલા મુરતઝાઅલી** (અ] જવાન વયમાં આવેથી તેઓમાં ખુદાઇ જ્યોતી જગમગ થવા લાગી, તેનો પ્રકાશ તમામ આલમપર પ્રસરવા લાગ્યો, તેથી બુતપરસ્તો અને મુનકેરોનાં દીલ લરજવા લાગ્યાં **હઝરત મોહમદ મુસ્તફા** (સ) હઝરત **અલી (અ)** ની બાહેધરીએ ખડા રહી ઇસલામનું રણસીંગડું ફુંકી લોકોને આમંત્રણ કરવાં લાગ્યા. તેથી પ્રકાશ પર પ્રકાશ પડવા લાગ્યો, તેથી જે જાલીઓ અને બદગુમાનો હતાં કે જેઓ મુર્તીઓને બહાને માલ લુટવાની તથા પરવરદીગાર એવો છે અને તેવો છે કરી છેત્તરવાની જે રૂઢી લઇ લોકોને ભુલ થાપ આપી પોતે માલ મલીદા ઉડાવતા હતા. તેઓના મતલબનો અશત થવા લાગ્યો, તેથી તેઓના દીલમાં દુશ્મની ની ઝવાળા સળગી ઉઠી અને અજ્ઞાન લોકોને ભંભેરી પોતાની પક્ષમાં લઇને તે કાફેરોને સમજાવવા લાગ્યા કે **હઝરત મોહમદ** ( સ ) તથા **હઝરત અલી** (અ) પાસે છે, શું ? જે આપણા ખુદા ને ખોટા ઠેરવે અને આપણે ચુપકીદી અખતીયાર કરીએ આપણાં ખુદાના ગુનેગાર થવા બરોબર છે, તેવી ખોટી સમજાવટથી જગે જગે ઝઘડા થવા લાગ્યા, ઠેકાણે ઠેકાણે લડાઇઓ થવા લાગી, પણ જ્યાં **નુરેખુદા**ની ઝુલફીકાર ફરતી ત્યાં કાફેરોનો કચ્ચરઘાણ નીકળતો તેથી તે ઝાલીમો માફી માંગી, સત્યતાનો ઝળકાટ જોઇ અને સીદક

દીલે ઇસલામ સ્વીકારવા લાગ્યાં, એમ દીન–બ–દીન ઇસલામનો ડંકો વાગવા લાગ્યો. જ્યાં કાંઇ પણ નહોતું ત્યાં સરવે સતા પ્રસરી રહી. અને જોત જોતામાં જગે જગે ઇસલામ વ્યાપી રહયો. જેની આજે આશરે લગભગ ચાલીસ કરોડની ગણુતરી થાએ છે. કહો પંડિતજી એ વાત તમારા નબળા ભેજામાં ઘર કરે ખરી? કે નહી? ત્યારે બીજી તાજી વાત સાંભળો જે અમારા ઇમામ **મૌલાના શાહનીઝાર** (અ) જેઓના પીતાશ્રી **શાહા મુસ્તનશીરબીલ્લાહ** (અ) એ **મીશર**માં રાજકર્તા હતા, પણ **શાહ નીઝાર** (અ) ના નાના ભાઇ ના કાવા દાવાથી ઇસમાઇલીઓના હાથમાંથી એ **સલતનત** જતી રહી; ત્યારે ઇમામનો એક સાચો ચુસ્ત મુરીદ જેનું નામ* **હશન બીનસબ્બાહ** હતો જે નાંમ આપ સાંભળીને ગભરાશો તે **હશનબીન સબ્બાહ** ઇમામની ખીઝમત કરવા માટે બહાર પડયો અને લાંબી લાંબી મુસાફરીઓ વેઠતો તમારા જેવા એક પંડિત મિત્રને ત્યાં આવી ચડયો. અને તે મિત્રથી મસલહત કરતાં તેને કહેવા લાગ્યો કે મારો વિચાર છે. જે આપણે બને એક દીલ થઇને કોઇ કળાવડે

---

* વાંચી જુઓ **આલમોતનો યોધ્ધો** યાને **હશન બીન સબ્બાહ**, કીંમત આઠ આના.

ઇરાન દેશમાં ઇમામ માટે રાજ્ય સ્થાપીએ. તે મીત્રે વીચાર કર્યો કે **હશન શબ્બાહનું** ભેજું ખરાબ થઇ ગયેલું લાગે છે. જેથી ગાંડી ગાંડી વાતો કરે છે તેથી તે બજારમાં જઇ મગઝ લઇ આવ્યો અને તેની કાંજી કરીને **હશાન સબ્બાહને** પાઇ જે જોતાં **હશાન સબ્બાહ** સમજી ગયો, અને તેની પરોણાગત ચાખીને રજા લઇ પોતાની મુસાફરી આગળ લંબાવી **"આલમોત"** જઇ પહોંચ્યો, ત્યાંની પ્રજાનાં દીલ જીતી પોતાનો પગ પેસારો તે શહેરમાં કરીને આસ્તે આસ્તે ઇસિમાઇલી ઇમામ મૌલાના **શાહા હાદી** (અ) ની રાજ્ય ગાદી સ્થાપી. **આલમોતનો** પુરે પુરો કબજો લઇ આખો **રૂદબાર** પ્રગણો હાથ કરી **યુરોપ, રોમ, મોરોકો, અરબીઆ,** તરફ પોતાનો શીકકો જમાવી દીધો, ત્યારે તેના મિત્રને કાગળ લખી તેડાવ્યો અને તેજ પ્રમાણેની મગઝની કાંજી બનાવી તેની સાંમે મુકી અને કહયું કે જમો તેથી તે મિત્ર શરમીંદો થઇ ઉભો થઇ ને શુરા સરદાર **હશાન બીન સબ્બાહ** પાસેથી માફી મેળવી, ત્યારે પંડિતજી તમો પણ તેવા દેખાઓ છો. જે નામદાર **આગાખાન સાહેબની** શાનો શૌવકત, ખજાના, ફોજો વીગેરે માટે આક્ષેપો મુકોછો, યાદ રાખજો એ બધું તમારી મશકરી કરવાનો પ્રસંગ હાથમા ધરો છો.

અને આગળ વધી લખો છો કે "પોતાના પુસ્તકોને રદ કરી જણાવી આપશો કે **વેદ** ને **કુરાન** મારા બોલ અને મારા હુકમો છે." હવે **નામદાર આગાખાન સાહેબનાં** પુસ્તકો કોઇ છેજ નહી.

પણ ઇસમાઇલી પંથનાં પીરો જેઓ **નામદાર આગાખાન સાહેબ** નાં વડવાઓને માનતા હતાં તેઓએ લખ્યા છે, તેથી તમારૂં આક્ષેપ મુકેલું ઉડી જાય છે. બાકી **વેદ કુરાન** માટે વીવેચન રહયો તે તરફ રજુ થઇ ને કહીશું કે, **કુરાને સરીફ** તથા **વેદ મુકદશાની** વીગતો જે અમારા ઉપદેશક પીરો થઇ ગયા તેવણે અમારી માતૃ ભાષામાં પૃથક પૃથક પુરી પાડી અમોને સીક્ષણ આપેલ છે કેઃ—

## કલામેપીર.

**હયે ભી અલી ને હોએસે ભી અલી,**
**ભરમ સબ છોડી અલી અલી કરનાં.**

"પીર સદરદીન."

વળી આગળ ચાલતા "રૌનક" નાંમ ના શાએરે કહયું છે કે.

## "કુરાંન"

**કુરાંન જીસે કહેતે હયે વોહ રૂએ અલી હવે,**
**હર શતર કુરાન કી અમ્રરૂએ અલી હયે.**

**રૌનક.**

તેમજ ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્મા ફરમાવે છે કેઃ—

શ્લોક.

**सर्गाणा मादिरन्तश्च मध्यं चैवाह मर्जुनः ।**
**अध्यात्म विद्या विद्यानां वादः प्रवदता महमः ॥**

" ગીતા " અ. ૧૦ સ ૩૨.

## ભાવાર્થ.

**હે અર્જુન ! સર્વ સૃષ્ટિની ઉત્પતિ સ્થિતી અને અંત હુંજ છું વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા અને વાદ વિવાદ કરનાર પુરૂષો વિષે રહેલો વાદ હું છું.**

હવે જ્યારે શ્રીકૃષ્ણ પોતે પોતાને " **અધ્યાત્મવિદ્યા** " કહી ઓળખાવે છે એ વેદોથી પણ આગળ વધેલી વિદ્યા છે. ત્યારે નકળંકીઅવતાર હઝરત **મૌલા મુરતઝાઅલી** ( અ ) ઝંગે **સફીન**માં ફરમાવી ચુકા છે કે **અના કુરાને નાતક** ( બોલતો કુરાન હું છું ) ત્યારે હવે એજ નુર **નામદાર આગાખાન સાહેબ** ફરમાવે કે કુરાન અને વેદ મારા બોલ છે. તેમાં નવું કાંઈ કરવાનું નથી એ તો સૃષ્ટિની શરૂઆતથી અમો અમારા **ધર્મ શાસ્ત્ર**ની રૂએ સમજી ચુકા છીએ, પણ તમોને તે નવું લાગશે કારણ કે એ સમજ ધરાવવાને લાયક તમો નહી હોવાથી ખોટું લખી ચુકા છો.

આગળ લખતાં અમો કહીશું કે **વેદ મુકદ્દશની** માનીન્તા હવે અમારા પર રહી નથી. જો કે સમજવા માટે ઉપયોગમાં લેવાને વાંધો નથી, પણ સંસ્કૃત ભાષા નહી જાણવાનાં સબબે તે અમારા પરથી મનશુખ થયેલ છે. કારણ કે જ્યારે ભાષાનાં જાણનારા નહી રહેવાથી વેદના નામે પંડિતો પાપ કમાવી પોતાનું પેટ ભરવા માટે **ઈશ્વર ઈચ્છા** વિરૂદ્ધ લોકોને ઉપદેશ દેવા લાગ્યાં. ત્યારે **અરબ** તરફ હીદાયતનું નુર ઝળકયું અને કળીયુગના છેલ્લા સુધારા વધારા પ્રમાણે **પવિત્ર કુરાને મઝીદ**ના નામે હીદાયત થઈ સબબ, કે ત્યાં વસ્તી પ્રજાની માતૃ ભાષા એ હતી. અને એ મતલબ જ્યારે **ભારત વર્ષમાં** સમજાવવાની જરૂર પડી, ત્યારે પીરોએ કુરાન માંહેનાં તત્વની માતૃ ભાષામાં વીગતો લખીને **ઈમામુલવક્ત**ની ઓળખ કરાવી, અને સ્પષ્ટ સુચવ્યું કે સઘળા આદથી અંત સુધીનાં મઝહબી પુસ્તકોપર નુરે ખુદા ( ઇમામ ) ની ફઝીલત છે. તે પ્રમાણે અમારા **પીર હશન કબીર દીન** ( અ ) ને એક હીન્દુસ્તાનમાં **અબ્દુત** મળ્યો.

તેણે પીરની મુખમુદ્રા ભાળીને કહ્યું કેઃ-

**" અબ્દુત "**

**ઓહંગ નમો ગુરૂ શબ્દ હયે, આદ અંત કો બેશ,**

**આગે સે દંડવત કરૂં ઓર પીછે સે આદેશ.**

ત્યારે પીરે જવાબ આપ્યો કે:—

**આદેશ આદેશ તો આગે હોતા જબ હોતા ફળશીરામ.**

**દુવાપુર સે વેવાર, ગયા અબ કહોં પુરા સલામ.**

**[ પીર હશન કબીરદીન ]**

એ પ્રકારના સવાદ અને ઉપદેશો જે આજે હીન્દુસ્તાનમાં લગભગ નવસો વર્ષથી ચાલુ છે તે રદ કરવામાં આવ્યા, નહી પણ એ સત્ય ભાંખ્યાનાં પરિણામે અમારામાં તમારા હીન્દુ ભાઇઓ લાખો ભળ્યા અને અમોએ પણ એજ હીદાયતથી ઇસલામને ઓળખીને **ઇમામે ઝમાન**ને શોધી કહાડયો તે રદ કરવા કહેતાં બહેતર એ થશે કે તમારો પુસ્તક '**સત્યાર્થ પ્રકાશ**' જેનું ખરી રીતે નામ છાજતું એ આવશે કે '**સત્યાર્થ વિનાશ**' તેને જો રદ કરવામાં આવે તો **ભલી બ્રીટીશ** ગવ્હરમેન્ટમાં છુટાપણાનો ગેરલાભ લેનાર આપના આર્ય સમાજીસ્ટો જે સર્વેના ધર્મોને ખંડન કરીને જે **કોલાહલ** વર્તાવી રહ્યાં છે. તે સુલેહનો ભંગ થતો અટકે અને સર્વે પ્રજામાં ભાતૃ ભાવનો પાછો સંબંધ શરૂ થઇ શાન્તિ ફેલાય અને કહીશું કે:-

**'શએર'**

**ઓછે અકકે પેટ મે રહેવે નહી બડી બાત**

**પાવશેર કે પાત્ર મે શેર કેસે સમાત**



# શું અલીનું નુર આદમથી પહેલે હતું ?

## સવાલ બારમો.

આગાખાન સાહેબ ? જો આપ ખુદા તથા પયગમ્બર હો, આપની પાસે હરેક મુરીદ માટે ખજાના સીંતેર સીંતેર હુરો અને પાંચ પાંચ સો છોકરા અને તેવીજ રીતે ફરીસ્તાઓ વીગરે આપવાને હોય તો પછી આપે શા માટે કુંભાર, સોની, કંસારા, ડોળીવાળા વીગેરે ગરીબ મજુર વર્ગના લોકોનાં ખુદા બની પોતાની ખુદાઇને શરમાવી અને ડાઘ લગાડયો છે. અને અકલમંદ સુધરેલા તવંગર તથા કેળવણી પામેલા લોકોથી પોતાની ખુદાઇ છપાવી છે.

# જવાબ બારમો.

—:*:—

અથર્વ વેદ માંહે જે કોઇ માહેર
દશ માંહે દીન દયાળ પ્રભુ બેઠા છે જાહેર.
"પીર સદરદીન."

—— :o: ——



ની? અફસોસ તમારી આ ઉંધ્ધતાઇ પર કે તમોને દુનીયા સીવાય આખેરતનું જ્ઞાન છેજ નહી યાને મુઆ પછી શું વીગતો સામે આવશે તેનું ભાન ધરાવતા દેખાતા નથી અને સ્વર્ગ નર્ક સારૂં-નરસું એ તમો દુનીયા સમજી બેઠા છો તેથી સર્વ શકિત-માન જે પરવરદીગાર સઘળી આલમને પેદા કરનાર છે તેનાં સખુનો વિરૂદ્ધ ચેષ્ટા કરવાને, બહાર પડયા દેખાઓ છો, નહી તો દીન વીરૂદ્ધ એટલે છેલા સમય વિરૂધ્ધ જે **અદ્રશ્ય** છે. તેના માટે આવું કાચું લખીને પોતાનું ડહાપણ નહી ડોળતે! એ લખાણુપરથી તમારો ચીતાર નીચે મુજબ ચીતરવો ઘણો દ્રષ્ટાંત રૂપી અને ઉપયોગી અમારા વાંચક વર્ગને થઇ પડશે. કે એક ગામડીઆમાં વસવાટ કરેલ ગૃહસ્થના પાસે **વાયરલેસ** ટેલીગ્રાફ અથવા **એરો-પલેન** હવામાં ઊડવાનાં યંત્રની વાત કરશો તો તે ગામડીયો શ્રધ્ધાળુ હશે તો તમારૂં કહેવું સાચું માનશે, પણ પોતાને ડાહયો સમજનાર

પંડિતાઇનાં અહંકારમાં અંધ બનેલો હશે. જો કે તેમાં પંડિતાઇનું પાણી પણ હશે નહી, છતાં પોતે તે પોતાના મન સાથે મગરૂર હશે. તો તે મજકુર વાત કરનારને કહેશે કે એ તો ગપાટા છે, એમ બને કે તારનાં દોરડા વગર સમાચાર મળે અથવા એક યંત્ર હવામાં ઊડીને માણસોને ફેરવે એ વાત અકકલમાં આવવા જેવી નથી. સબબ કે તેની અકકલજ એટલી હોય છે. તેપરથી અમો તમારા માટે પણ એટલું કહીશું કે જે સવાલો તમોએ રજુ કર્યાં છે, અને તમો પોતે પંડિતાઇમાં તણાઓ છો તે ખરૂં છે, છતાં આ પ્રસંગે અમો તમોને એક ગામડયા અને ગમારની હરોળમાં ગણીશું. નહીં તો **અલ્લાહ** અને મહાન નરોની વાણીઓ વિરૂધ્ધ એવું ખોટું અને દંભિક કોલાહલ કરતે નહી. જો કે તમો સમજો છો કે એમાં ઇમાનની ખરાબી સીવાય બીજો એમોને ફાયદો નથી.

મજકુર સવાલોમાં તમો લખો છો કે "સીતેર હુરો અને પાંચસો છોકરા અને તેવી રીતે જ ફરીસ્તાઓ" આ લખાણમાં ધર્મને અંગે આસ્થીકો માટે શું ખોટું છે, શું પરવરદીગારમાં એટલી શકિત નથી કે ઉપર વર્ણવેલો વૈભવ **મોમીનો**ને એટલે સંત પુરૂષોને આપી શકે. અને ઉપર જે સંખ્યા દર્શાવવામાં આવી છે તે એક અલંકારિક છે. પણ હું આગળ વધીને એમ કહીશ, કે જે પુરૂષ આ દુનીયામાંથી **સુકૃત્ય** કરી જાએ છે. તેને પરવરદીગાર તમામ હુરાઓ (અપ્સરાઓ) તમામ છોકરાંઓ (ગીલમાં) તમામ ફરેસ્તાઓ (દેવલોક) વીગેરે આપશે, તો તેમાં ખોટું શું છે. પણ જેને આસ્થા નથી. જેને પ્રભુ પ્રત્યે પ્રેમ નથી. જેનાં દીલમાં ઇમાન નથી, જેને

ખુદા પર વિશ્વાસ નથી. તેનુંજ દીલ દુલમુલ થાય છે, અને તેનેજ મને વશવશો રહી તેના પ્રેમમય જીવનનો વિનાશ થતા નાસ્તિક બુધિ તરફ ઘસડાઇ જઇને હમેશા માટે ચોરાશીમાં પડી પોતાનાં પ્રાણ તજે છે. કારણ એ વીગતો **અલ્લાહ**નાં ભેદની છે તે અલ્લાહનો ભેદ એક લાખ ચોવીશ હજાર **પયગમ્બર** થયા. અને સનાતની ભાઇઓને હીસાબે આઠ કરોડ **બ્રહ્મા** થયા, તે પણ પામી શકયા નહી, ત્યારે તમારા જેવો બાપડો પેટ માટે થયેલો પંડિત શું પાંમી શકે, તમો પંડિતની પંજાબ એ દુનીયા છે. એટલે તેથી લાંબે તમારી દ્રષ્ટિ કામ કરે તેમ છે નહી. ત્યાંતો વળી **સીકંદર જુલકરનૈન** માફક ઘર બેઠે દુનીયાનો છેડો જોયા કરો છો, પણ બહાર નીકલો ત્યારે સમજાશે કે ખુદાની સપાટી વિશાળ છે. કે જે **સીકંદર** દુનીયા પર ચક્રવતિ મહારાજા હતો. તેની શાનો શૌવકત મોટી હતી. સઘળી સૈન્ય વફાદાર હતી. તેણે સાહસ કર્યો. અને દરીયા માર્ગે પુરતી સામગ્રી સાથે દુનીયાનો છેડો લેવા નીકળયો, તે છેવટે લાંબી મુસાફરી પછી અંધકારમાં જઇને ફસાણો ત્યારે તોબા કરી પાક પરવરદીગારની સ્તુતિ કરી પોતાની થતી ભુલનો પસ્તાવો કર્યો ત્યારે પાછો પોતાનાં વતને જીવતો આવવા પામ્યો, અને દુનીયાનો છેડો લઇ ન શકતાં સૃષ્ટિ કર્ત્તાના અભેદ માર્ગેથી હટી જઇ અને હંમેશાં કહેતો રહ્યો કે ખુદા તું મઝહરૂલ અઝાએબ છે, તારો ભેદ તું જ જાણે, ત્યારે વળી તમો તો તેનાથી આગળ વધીને આકેબત જોવા એટલે પેલી દુનીયાનો છેડો લેવા અને ભેદ મેળવવા નીકળયા છો. પણ તે દુનીયા જોવા માટેનાં તમારા ચક્ષુ નહી હોવાથી

તેમ નહી દેખાવાથી કહો છો કે તેવું કાંઈ નથી, પણ ખરૂં જોશો તો સમજસો કે તે બધું છે, પણ તમોજ નથી. ત્યારે જ્ઞાન થશે, તેના માટે નીચે લખેલો વેદનો શ્લોક તમારી મુરજાઇ ગએલી આસ્થાને કાંઇક સજીવન કરશે.

શ્લોક.

**नाकस्य पृष्ठे अधि तिष्ठति श्रितोयः पृणाति सह देवेषु गच्छतिः ।**
**तस्मा आपो घृतमर्षन्ति सिन्ध्र वस्तस्मा इय दक्षिणा विन्वते सदाः॥**

ઋગવેદ અ. ૧. મ. ૧.

ભાવાર્થ.

જે કોઇ દાન ધર્મ વડે (ઇશ્વરને) સંતુષ્ટ કરે છે, તે સ્વર્ગના સીખરપર ચઢીને ત્યાંજ રહે છે. તેનો દેવમંડળમાં પ્રવેશ થાય છે, તેનીજ તરફ સ્વર્ગ માંની તથા પૃથ્વી પરની નદિઓ ઘીનાં રાશિ વહેવડાવી જાય છે, અને તેનાં માટે આ રસાળ ધરિત્રી સમૃદ્ધિથી ઓત પ્રોત ભરાઇ જાય છે.

પંડિતજી તમો દાવો કરો છો કે વેદાંતી છીએ ત્યારે ઉપલા શ્લોકમાં વર્ણવેલો સ્વર્ગનો શીખર કયો, તેનાં માટે તમારો વીચારો જો ખરા છે, તો પછી હુરાઓ ગીલમાં ફરેસ્તાઓ માટે અપવાદ શું હતું ? અને એ બન્ને વિગતોથી તમારા વીચાર જુદા હોય તો પછી પરમાત્મા પણ તમોને સમજાવી શકે તેમ નથી, એમ સ્પષ્ટ થાય છે.

વળી આગળ લખો છો કે " આપ ખુદા તથા પયગમ્બર " એમ દરેક સવાલોમાં લખીને તમો દુનીયા પર સુલેહનું ભંગ કરાવા ચાહો છો, પણ નીચે નઝર કરો જે અમારા પાક **નબી મોહમદ મુસતફા** ( સ ) શું ફરમાવે છે ત્યારે સમજશો કે **નામદાર આગાખાન સાહેબ** કોણ છે, છતાં તમોને સમજ નહી પડે, તો તમારા કમનસીબ.

## હદીશ.

જનાબ રીશાલત મઆબ (સ) ફરમાતે થે કે અગર લોગો કું યેહ માલુમ હોતા કે કબસે અલી કા નામ અમીરૂલ મોમેનીન રખા ગયા હુયે, તો હરગીઝ ઉનકે ફઝાએલ સે ઇનકાર નહી કરતે, અલી કા નામ ઊસ વખતસે અમીરૂલ મોમેનીન હુવા હુએ. કે અબી-આદમ કી રૂહ ઓર જસદ કે દરમ્યાનથી ઉસ વખ્ત અરવાહ કું ખીતાબ કીયા.

ઉપલી હદીશે શરીફથી સ્પષ્ટ સમજાય છે કે જ્યારે દુનીયાની હશતી નહોતી. ત્યારે અમારા **ઇમામ**ની અરવાહ આલેમુલઅદમ માં મોજુદ હતી. અને કળીયુગની છેલ્લી શંધે **અલી** નામે જગતમાં આશકાર થઇ, આ તેજ નુર **નામદાર આગાખાન સાહેબ**ના નામે ચોતરફ આશકારા છે. એજ પવિત્ર **નુરેખુદાઇ** છે કે જે હમેંશા માટે રહેશે, જેમ એક શાએર કહે છે.

## રેખતો.

**મોહન રશીઆ આએ બગીઓ મેં,**
**ખીલ રહી સબ કલી કલી,**

એક કલી હર નામ જપંત હુએ,
દુજી પુકારત અલી અલી.

અકબર.

કીસ તાકત હો ગઇ ખૈયબર શીકન,
વોહ અલી થા યા ખુદા થા કૌન થા.

"અકબર"

"બેશક ખુદા."

તલવાર દી અલ્લાહ ને બેટી દી રસુલીલ્લાહ ને,
બેશક નુસેરી કે હો ખુદા-મૌલા અલી મુસકીલ કુશા.

"અકબર"

પંડિતજી એ વિગતો જાણવા માટે તમારામાં પ્રેમ જન્મે કયાંથી, અને પ્રેમમય જીવન બને કયાંથી, કારણ તમારા દીલમાં દંભ છે ઇર્ષા છે, દ્વૈતા છે, નહી તો કુંભાર, સોની, કંસારા, ડોલીવાળા, તથા ગરીબ વર્ગના મજુર લોકોપર તમો અભાવ કરતે નહી, અને નશીહત પકડતે કે તમામ મખલુકાત ખુદાની છે, અને ખુદા સર્વેનો છે, તેની સામે મીશકીન અને તવંગર બરાબર છે, પણ તમારી બુદ્ધી વિનાશ પામી છે, તેથી એમ કહેવા નીકળ્યા છો, "ખુદાઇને શરમાવીને ડાઘ લગાડયો છે" તેના માટે અમારા 'નુરેખુદા'નાં મુરીદો જે બારોનેટ સોલીસીટરો વકીલો છે. તેને શું કેળવણી પામેલા નહી કેશો, અથવા અકલમંદ કે સુધારેલા અથવા તવંગરો નહી ગણસો, વળી

નામદાર આગાખાન સાહેબની આંખ તો આખી દુનીયામાં ચારે તરફ વરતે છે, પણ તમારા સીનામાં જે હસદનો ભડકો સળગી રહયો છે, તેણે તમારા વીચાર બંધ કરીને અદેખાઇ તરફ ગસડી ગયો છે. નહી તો નામદાર આગાખાન સાહેબમાં પ્રશરેલા નુર માટે મહાન વેદો શું કહે છે. તે તપાસીને સીખામણ મેળવો તો તમારા અંતરના પડદા ખુલી જઇને સઘળી ખુદાની ખુદાઇ અમારા મનાતા નુરે ખુદામાં નજરે પડશે.

શ્લોક.

**अल्लोर रसुल महमद रकबर स्य अल्लो अल्लामः ।**
**ओम अल्ला इल्लल्ला स्वरुपाय अथर्वणा शायामः ॥**

"અથર્વ વેદ"

છતાં એકંદરે તમારી દૃષ્ટિમાં દ્વૈતભાવ હોવાથી મજુર વર્ગને તવંગરનો ભેદ જાણોછો, પરંતુ વેદ વિચારે અથર્વ વેદ અને કળીયુગના અવતારનો નકળંકી પ્રભાવ એ કારીગર વર્ગની ઉન્નતિ માટેજ છે. અને તેથી તમારા સરખા સમદ્રષ્ટિ વગરનાં પાખંડી પંડિતો પોતાને ડાયા ને મોટામાં ખપાવવાનીજ કોશશ કરનારાઓ આ પ્રસંગે હડધુત થવા જોઇએ છીએ, કે જેમ તમો થાવછો, ત્યારે અમો સાચા ભાવથી કહીશું કે તમો સરખા દ્વેષી પંડીતોની અજ્ઞાનતા કરતાં આસ્થિક લોકોની ઇશ્વરની અનુપમ શકતીથી સાદુ લોકો, જે માનનારા સ્વર્ગની ગણત્રી અમારા વીશે વધુ માનનીય છે, કે જેમ ગણવા તમો એક તેની હીન્દુ જાતીનાં હોવા છતાં

પોતાના કોમી ભાઇઓ તરીકે ગણવામાં તમો આભડછેટ માનોછો, મજુર અને કારીગર વર્ગને ત્રણ વેદોમાં ત્રણ યુગ સુધી રિબાતા અપમાન સહન કરતાં ઉગ્ર તપ કરયો છે, તેનોજ ઉધ્ધાર એ કુદરતી ન્યાયના ધોરણે થવા સુચવતો હોવાને, એવા મજુર, અને કારીગર વર્ગના લોકોની ધારમીક આસ્થા ખરે રસ્તે ઇશ્વર મુકે છે, કારણ કે તેઓ વિદ્વાનોનો આડંબર કરનાર નથી હોતા, તેમજ પોતાની વિદ્વતાના અને શ્રેષ્ટતા કાંટાની અનાસ્થીક અણીથી ભાવિકના હૃદયને ભોંકતા નથી, તેઓ સારા ભાવથી તેના સ્વરૂપને વંદન કરી પોતાનું શ્રેય ઇચ્છનારા હોય છે, અને તેથી તેઓ સ્વર્ગની હુરો ગીલમા અને ફરેસ્તાઓ કરતાં પણ વધુ ઉમદા બુલંદીવાળા કુદરતની દ્રષ્ટિમાં છે, તે તમો દુન્યવી દ્રષ્ટિથી જોનારની સદગતિ વેદના આડંબર કરતાં અને પ્રેમ વગરનાં યજ્ઞનાં ચળકાટની દાંભિક ક્રિયા કરતાં, એજ સોની, કુંભાર, કંસારા આદિની ઉંચા સદભાવથી સેવા સમયના પ્રભાવે વંદનીય માનશો ત્યારેજ તમારો શ્રેય થશે.

---

# શું ભકિત ધર્મ દાન વગરની હોએ છે ?

—:o:—

## સવાલ તેરમો.



આગા સાહેબ? આપના ઘણા મુરીદો જેમને લગ્નો પ્રાપ્ત થયા નથી અને તે માટે નિરાધાર સ્થિતીને આધિન થઇ મોટા શરમ ભરેલા કાર્યો કરી ખાનદાન કોમ તથા આપનાં મઝહબ ને બદ નામ તથા ઝલીલ કરે છે તો પછી શા માટે આપ કૃપા કરી હમણાં જ તે સીતેર હુરોમાંથી જે સ્વર્ગમાં તેમને આપવાની છે તેમાંથી એક એક બએ આપી દેતાં નથી કે જેથી તેઓ ખરાબી તથા બદનામીઓથી બચી ખાનદાન કોમ ધર્મ તથા આપને માટે બદનામી તથા અપકિર્તીનુ કારણુ ન થાય.



# જવાબ તેરમો.

—:o:—

## મુરશીદ મહિમાં.

**બલીહાર ગુરૂ આપની જીવ ઉલ જાયા સુલ ઝેર,**
**ઊલ ઝાનો મન સુત થા સો પલ મેં કીયો નિવેર.”**

**“ કબીર ”**



ફીના ? ધીકાર છે, તમારા નજીશ અને નાપાક વીચાર પર શું આતું કનિષ્ઠ અને બેવકુફી ભરેલું લખવું તેમાં તમારી વડાઇ સમજો છો, કે જેવા પોતે તેવા બીજા ” ને ભાળો છો, જેથી આવું ઉદ્ધતાઇ ભરેલું અને તુમાખીખોર લખાણ લખો છો. પણ યાદ રાખજો એનો બદલો પણ તમોને તેવું મળશે.

જુઓ પરવરદીગારની સૃષ્ટિમાં અનેક મનુષ્યો વસે છે. તેમાં ઘણા અભિમાનીયો અને અંધશ્રદ્ધાળુઓ ધર્મને બહાને વ્યભિચાર કરે છે, અને બીજા ભોળાઓને તેમ ભોળવીને તેઓને પણ કુવામાં ઉતારે છે, શું તેના માટે ધર્મ કે પરવરદીગાર બદનામ છે, અથવા સ્વર્ગમાં વસતી પ્રજા મૃત લોકમાં આવીને મનુષ્યો સાથે કુકૃત્ય કરે એમ તમારૂં લખવું વાજબી કહેવાશે, અને હુરાઓ (અપ્સરાઓ) વીગેરેની પૃથા સઘળા ધર્મોમાં છે. પણ તે આ લોક માટે નહી પણ પરલોક માટે છે, તેની વિરૂદ્ધ તમારૂ વાશ મારતું મોઢું ખોલીને **નામ-**

**દાર આગાખાન સાહેબ** સામે જે નિર્લજ લખાણો લખીને તમારી દુષ્ટતા જાહેર કરી છે. યાદ રાખજો એની જવાબદારી તમોને અધોગતિમાં ગસડી જશે, તેમજ **વેદમુકદ્દશ** તથા પવિત્ર **કુરાને શરીફ** શું ફરમાવે છે તે જુવો.

**આયત**

**કે જે કાયમ રહેનાર બહેસ્તની વાડીઓ છે, તેઓને માટે તેનાં બારણા ઉગાડા રાખવામાં આવશે; તેઓ તેમાં અઢેલીને બેસનાર છે, તેઓ તેમાં ઘણા ફળો અને પીવાની ચીજો મંગાવશે, અને તેઓ પાસે આંખો નીચે નમાવેલી સઘળી સરખી ઉમરની કુમારીકાઓ છે, આ તેજ છે કે જે તમને હીસાબને દીવસે વાયદો આપવામાં આવ્યો છે.**

**[ સુરતો સાદ ] આયત ૫૦ થી ૫૩.**

**શ્લોક.**

**आगध्विता परिगध्विता या कशीकेव जङ्गहे ।**
**ददाति मह्यं यादुरी याशूनां भोज्या शताः ॥**

[ ઋગવેદ ] અ. ૧. સુક્ત ૧૨.

## ભાવાર્થ.

**લતાઓની પેઠે મને સર્વાંગે આલિંગન દેનાર તે તારૂણી પ્રેમરશથી પુર્ણ અને શૌખ્ય દાયક હોવાથી મને સેંકડો પ્રકારના સુખ આપે છે.**

અફ્સોસ છે તમો **વેદ** અને **કુરાને શરીફ** બનેનો ઉલંઘન કરી મોઢેથી **વેદ વેદ** પુકારો છો, એ તમારી જાળ સાજીમાં વિષ્યને આધિન થયેલા શરમ ભરેલા કાર્યોમાં ભાગ લેનારા ખાનદાનીને તથા, કોમને જલીલ કરનારા, અને બદનામીઓ પોતા પર વહોરી લેનારાઓ જ આવશે, બાકી જે **વેદને** આધારે વહન કરનારા તથા પવિત્ર **કુરાને સરીફ**નો ઊતમ શીક્ષણ લેનારા તમારા પડછાયા પર પણ ચાલશે નહી. કારણ ઇસલામની રૂએ **હુરાઉ** છે. તેમ **વેદને** આધારે **અપ્સરાઓ** વર્ણવામાં આવેલ છે. જેના માટે અમારા **નુરેખુદા** હઝરત મૌલાનાં **નામદાર આગાખાન** સાહેબને **હઝરત અલી** (અ) નાં તખ્તનશીન તરીકે સ્વીકારનારા વર્ણવી ગયા છે. તેનાં વિરૂદ્ધ ફાંકો રાખનારાઆએ ભ્રષ્ટતાઇ વાપરીને પોતાની પંડિતાઇને લજાવેલ છે. સબબ કે આખી ખલકત પરવરદીગારે પેદા કરી છે. જેમાં સારા અને નરશા તમાંમનો સમાવેશ થાય છે. તેમાં જે નરસા હોએ અથવા અજ્ઞાન હોએ કે વિષય ભોગી હોય, તેની રૂએ તે કાલા કૃત્યો કરી, અનેં પોતાના આમાલ કાળા કરી અને નર્ક યાને દોઝખનો અધિકારી થાય, તેથી નિરકળંક પાક પરવરદીગારને ડાઘ લાગે અથવા બદનામ થાય એ બનવા જોગ છે? નહી? અને

દુનીયામાં સુકૃત્ય એટલે નેકીઓ કરનારને પરલોકમાં જે શુખ અને વૈભવો પ્રાપ્ત થશે. તેના માટે તમો લખો છો કે "તેમાંથી એક એક બએ આપી દેતાં નથી." એ પવિત્ર સુખો હોઇને તેને તમો દુનીયાની ગલીચ નાપાયદાર જીંદગી સાથે પાપીઓની વલણુ યા સવડ કરવા ઇચ્છો છો. એ તમારી દૃષ્ટિની ખુબી છે, જેવી સવડ તમારા ગુરૂ દયાનંદે તમારા સમાજીઓને કરી આપી છે. તેના માટે જુઓ એક ભાટીઆ ગૃહસ્થ શું લખે છે, અને પોતે તેવા બીજાઓ નથી.

## કવિતા.

**દયાનંદને દાઝ ચડી ને, વિધ્વા વાતો ચાલી**
**એક ને અગીઆર કરાવે ઘાંચી મોચી માલી,**
**પધારો જો પરદેશ હોએ ને પ્યારી પ્રીતમ માંગે.**
**અમુક મુદતમાં નહી આવે, તો કામ ચલાઉ જાગે.**
**ગર્ભવંતીને ઘેન ચડે કદી, પ્રીતમ પ્યારો લાગે.**
**સમાજીઓનાં સત્યગ્રંથ માં તે પણ સુતો જાગે.**

તપાસી જુઓ એ લક્ષણો શરમ ભરેલા ધર્મને બહાને ડાઘ લગાડનારા અને અપકિર્તી તથા બદનામીના કારણો છે, કે નહી. માટે પહેલાં પોતાની ભુંડી રીતીઓ અને ખોટી વીધીઓને દુર કરો, અને પછી બીજા **સત્ય પંથ** પર ચાલનારાને કહેવા નીકળો, બાકી જ્યાં તમારા મનાતા ગુરૂ દયાનંદના રચેલા પુસ્તક "સત્યાર્થ પ્રકાશ" માં વિધવાએ પુર્નલગ્ન નહી કરતાં સંતતીની પ્રાપ્તિ માટે અગીઆર પુરૂષો

સાથે (નયોગ) સમભોગ કરી શકે, અને જે સ્ત્રીનો પતિ દેશાવર કમાવા ગયો હોય તો ત્રણ વર્ષ પછી, અને શાસ્ત્રાર્થે ગયો હોય તો પાંચ વર્ષ પછી, બીજા પુરૂષો સાથે (નયોગ) સમભોગ કરીને સંતાનોની પ્રાપ્તિ મેળવે, અને એ તમારા ભ્રષ્ટ ઉદાહરણો ને વળી વેદને આધારે શીધ્ધ કરો છો. ત્યારે શું સનાતની ભાઇઓ વેદ ભણ્યાં નથી, અથવા તેઓનાં પંડિતો સંસ્કૃત શીખ્યા નથી, જેઓ એ નિયોગ જેવી ભુંડા રીતીને વ્યભિચારમાં ગણીને ધિક્કારે છે. તે હિસાબે તમો શું ચોખવટ કરી શકો છો, પંડિતજી યાદ રાખજો જ્યાં સુધી પોતામાં એવી પાપી અને નજીશ રૂઢીઓ હસ્તી ધરાવતી હોય, ત્યાં વેર તમો ખાનદાન કે ઉંચ કુળમાં ગણાસો નહી, અને જે ધર્મમાં આવી નાપાક વિષય ભોગની રીતી કે ગણત્રી હોય તે ધર્મને બહાને કર્મ છે. તેમાં બિચારા વિષય ભોગી તથા ભોળા અને અભણ ફસી પડી પોતાની પરલોકની કિર્તી ખોઇ નાખે છે. તેની જવાબદારી તમો પંડિતો જે તેઓ બાપડાઓને આડુ અવડું સમજાવીને ઉંધી રીતે ધર્મ મનાઓ છો, તેથી તમારે સીર છે.

પંડિતજી તમારો ધર્મ છે તે અમોને સમજવાની ઉત્કંઠા હતી, તે આજે પુરી થઇ છે કે તમો વગર દાને તથા ભકિત માટે કાયાને કષ્ટ આપ્યા વિના અને વિષય ભોગને ધર્મ ગણી ને ધર્મ કમાવનારાઓ તરીકે ઓળખાવવા માંગો છો. ભલે પછી એ વર્તન ધર્મ આપનારૂં હોય કે કર્મ બાંધનારૂ હોય પણ ગોઠતું હોવાથી નીભાવવું એ ખાસ તમારા સમાજીઓનો મુદ્રાલેખ છે. નહિ તો મુકિત માટે જુઓ નીચેનો શ્લોક શું કહે છે.

## શ્લોક.

**नानयो अस्ति पंथा भवबंध मूक्तेर्विना स्वतत्वावगमं मुमुक्षो ॥**

**અર્થ**–મુમુક્ષુને સ્વરૂપનાં જ્ઞાન વિના મોક્ષને માટે બીજો કોઇ ઉપાય નથી

( શ્રી વિવેક ચુડામણી. )

ઉપરાંત પંડિતજી તમો સ્વર્ગની હુરાઓ દુનિયામાં લાવવી જે શાસ્ત્ર વિરૂધ ખરો છે. તે તમારા આર્ય સમાજી માહારાજો પણ મોઢે કહેશે, કારણ કે નિયોગનાં પ્રચારથી તેઓને સાધુના વેષમાં હજી કેટલાક લાભ લેવાનો લોભ ભરેલો છે. કીષ્ના? તમોને ઉપર બતાવેલા વેદ અને કુરાનમાં સ્વર્ગ માટેના દાખલા છતાં ધરગતુ શાસ્ત્ર હાંકનાર તરીકે કુરાનને **અથર્વ** વેદનું સ્વરૂપ નહી માની શકયા, તે હીસાબે ઇસમાઇલી નહીં રહ્યા તેજ ઉત્તમ માનીએ છીએ.

---

## અગત્યની ખબર.

શ્રી કાંન્ડી મોહલા નાં **શુક્રવારીઆ પંજે ભાઇઓ** તરફથી બુક કમીટી ઉભી કરવા માં આવી હતી; તે મજકુર **ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ**નાં ખાતામાં ભેળવી દેવામાં આવી છે. માટે જે કાંઇ બુક કમીટીનું વહીવટ હોએ અથવા મજકુર બુક કમીટી તરફથી પ્રગટ થએલ પુસ્તકની જરૂર હોએ તો તે બીરાદરે મજકુર મંડળથી સબંધ રાખવો.

લી૦ ઓ. સેક્રેટરીઓ

**કુરબાનઅલી જીવરાજ**

**કાસમ હાસમ જીવા**

નાં યાઅલી મદદ વાંચશોજી.

# શું પોતે તેવી દુનીયા-સમજવી?

## સવાલ ચઉદમો.

આગા સાહેબ? એ કેવા પ્રકારની અકલમંદી છે કે એક પીતા કે જેની પાસે તેનાં પુત્ર માટે જુદા રાખેલા પચાસ હજાર રૂપીઆ મોજુદ હોય, પરંતુ બાપનો તે પુત્ર એક એક પૈસા માટે મોહતાજ તથા ભુખેથી કાયર થઇ જીવતરથી કંટાળી ગયો છે. અને તંગીને લઇ ફરજીઆત લાચાર* થઇ તે એવા એવા કૃત્યો કરે છે કે જેથી તે જેલખાનામાં જવાને હકદાર થાય છે, પીતા જો કોઇ કારણને લઇ સઘળું નહી તો

થોડું પણ ખાવા પીવાને માટે અને ગુનાઓથી બંચવા માટે કાંઇ પણ દેતો નથી તો તેથી સાબીત થશે કે તે પીતા જુઠો છે અને તેની પાસે કાંઇ પણ નથી. પરંતુ જો પીતા ખરો હોય અને તે પોતાનાં પુત્રને તેવી સ્થિતીમાં જોવા છતાં પણ કાંઇ દેતો નથી તો તે પીતા જાલીમ છે. જયારે કે પુત્ર પાસેથી સાંજના વખતે તેની કમાણીનો મોટો ભાગ પોતાનાં ખઝાનામાં દાખલ કરી લે છે.

———:*:———

## જવાબ ચઉદમો.

—:o:—

### દોહરો.

રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જેસી જીનકી ચાકરી, વૈસા વાંકું દેત.

———o———




બ્ના ? અમારો ખુદા સાચો છે, અમારો પરવરદીગાર દયાળુ છે, અને તેનાં પાસે ઘણું છે, પણ જે દાન પુન્ય પ્રીતેથી કરે છે. અવસ્ય તેનો બદલો તેને મળે છે, પણ જે નીમકહરામી કરી દાન પુન્ય નથી કરતો, તે હંમેશાં દુઃખી સર્વદા વ્યાધિવાન

થઇ નિર્ધનપણે સંકટો સહેન કરી આ સંસારમાં વિચરે છે, તેમજ કદાચ કોઇ સ્થળે આપણને દુષ્ટ કૃત્ય કરનારા પણ સુખી તરીકે નજરે પડે છે. તો તેનો પરિણામ તેનાં માટે ભયંકર છે. અને દેખાતો સુખ તેને કરેલા પુર્વનાં પુન્યનો પ્રતાપ છે. તે જ્યારે બદલો મળી રહેશે, ત્યારે તેણે કરેલા પાપો સાંમે આવી ઉભા રહેશે, અને તેનાં મન માંહે રહેલા ગુમાનને તદન ગુમાવીને પાયમાલ કરી નાખશે, અને તેવી રીતે ધર્મીષ્ટ મનુષ્ય જો દુખી દેખાશે તો તેની કસોટી છે અથવા પુર્વનાં પાપો બળી જવાનો દાવ છે, તેમાં જો તે સત્યવાન પુરૂષ અચળ રહયો. જેમ નીચે કહેવામાં આવેલ છે કેઃ-

**કેશરી ઘાસ કબુહી ન ભરખે,**
**સો સો લંગણ હોઇ જાવે.**

તેવી રીતે **સતપંથ** પર ચાલનારાઓની રીતી અને નિતિ છે, કદાચ જોઇએ તેટલી તંગ દસ્તી અને તકલીફ હોય, છતાં તે સતી પુરૂષ પોતાના ધર્મના ફરમાન વિરૂધ્ધ કદી પણ આચરણ અખ-તીયાર કરતો નથી. અને પોતા પર આવી પડેલા સંકટો માટે કરેલા પુર્વના પાપોનું પસ્તાવો કરી ખરી કસોટી આપવા માટે. હમેશાં આનંદ અને શાન્તિમાં રહી પોતાના પેદા કરનાર **પરવર-દીગાર**ની પવિત્ર સ્તુતી યાને સમરણ કરી અને દુઃખમય જીવનનો છેડો આનંદ મય લાવે છે.

વળી આગળ ચાલતા લખો છો કે" જેથી તે જેલખાનામાં જવાનો હકદાર બને છે." આ પ્રસંગે અમોને એમ કહેવું પડશે કે

તમારી કોહાટ જીલ્લાની યાત્રા યાદ કરી જબાન ખોલ્યા પહેલા બંદ કરો. અને એવા ખોટા ચીત્ર ચીતરતાં કાંઇ શરમાવો, નહીં તો કલઈ ખુલ્લી જશે. વળી સાથે સાથે લખો છો કે " એમ એક પૈસા માટે મોહતાજ ત્થા ભુખથી કાયર થઇ જીવતરથી કંટાળી ગયો છે. " એ લક્ષણ સઘળા અકર્મી પુત્રના છે. જેમાં કમાવાને હીમતની ગેરેહાજરીથી પોતે કોઇ સમાજની ઓથે પડી પોતાનું ગુજરાન કરતો હોય, તો તે સમાજનાં ગીત ગાઇ ખુસામંદનો સેવક બની અને તેના પર જ તાકડ ધીના કરતો હોય, તેના માટે તંગ દસતીઓ છે. સબબ કમાવવાનું કે ધંધો કરવાનું તેવાને જ્ઞાન રહેતો નથી. અને તે સમાજમાં ખુશામંદની ખીજમતે માલ મીષ્ટાંન ઉડાવેલા હોવાથી તેની તે સ્થિતી થવાથી કટકો રોટલો મળે તે પર સંતોષ ન કરતાં, પછી જે સહેલો કામ ખુશામદ ને લગતો

---

ચોરી અથવા ગુનાહો અને કુકર્મોથી મીષ્ટાંન મેળવવા ઉપાય યોજે અંતે પરિણામ ઉપર લખ્યા પ્રમાણે આવે એ બનવા જોગ છે, બાકી જે ધંધાદારીઓ છે. અથવા મજુરો છે. તેતો પોતે હલકો યા ભારી ધંધો કરી પોતાનાં ગુજરાન પુરતો મેળવી બાળબચ્ચાંઓ સાથે મીષ્ટાંન નહીતો સુકી રોટલીમાંજ આનંદ માની **અલ્લાહ તઆલાને** આરાધે છે.

આગળ ચાલતાં ખ્યાલ કરવાનું તો એ છે કે જે શખસ એક પૈસાનો મોહતાજ હોઇ ભુખથી કાયર બની અને જીવતરથી કંટાળેલ હોય તેનાં માટે લખોછો કે "જ્યારે કે પુત્ર પાસેથી સાંજનાં વખતે તેની કમાણીનો મોટો ભાગ પોતાનાં ખઝાનામાં દાખલ કરી લે છે," હવે જે પુત્ર કમાવીને પોતના પિતાના ખજાનામાં મોટો

---

ભાગ નાખતો હોય તેના માટે વળી પૈસાથી મોહતાજ ભુખથી કાએર અને જીવતરથી કંટાળેલ એ વિશેપણો શું છે, તે સમજમાં આવતા નથી. શું કમાવીને પિતાને આપનારની એવી સ્થિતી હોય એમ બનવા જોગ છે ? અથવા એમ લખનારે શું, સાચું લખ્યું છે ? ! નહીં કદી નહીં એમ લખી લેખકે પોતાની મુર્ખાઇ સિવાય બીજું કાંઇ પણ સાબીત કરી શક્યો નથી.

આગળ લખતાં અમો કહીશું કે પંડિતજી નોંધ કરી રાખજો સપુત બાપનાં કપુત પુત્ર હોય એમ બનેજ નહીં. જેનો પરમ પિતા તરીકે મનાતો **સુપાત્ર** બાપ હોય, અવશ્ય તેને માનનારા **સુપાત્ર** જ હોય, બાકી જે દુ:ખી અને રીબાતા નજરે પડે છે તે કપુતો પોતાનાં પવિત્ર પિતાની આજ્ઞાનું ઉલંઘન કરનારા અથવા બગ ભગતો હોવા જોઇએ.

અમો આગળ લખી ગયા તેમ **અલ્લાહ તાઆલા** એ પોતે મોકલેલા પયગમ્બરો તેમજ બીજી ભાષામાં કહીશું તો મહાત્માઓને અજમાવવા થોડા વખત્ત માટે સંકટો નાંખી તેને કસોટીએ ચડાવે છે, તે દરમ્યાન **સત્યપંથ** પર અચળ રહી અને જેમ જેમ દુ:ખ પડતા જાય તેમ તેમ વૈરાગ્ય વધારે ઉત્પન કરી સૃષ્ટિ કરતાને વધારે શમરે તો તે મહાન પુરૂષોમાં ગણાઇને જગત કલ્યાણકારી તરીકેની કિર્તી મેળવી જય જયકાર સાથે દુનીયા તજી અમરપદ્ધ પ્રાપ્ત કરે છે, તેવી માનીન્તા વગરનાં તમો આર્ય સમાજી પંડિત છો તેથી કહેવા નીકળ્યા છો કે " **હમ વૈસા જગ** " તેમ સમજવું તમારા

માટે છે, એવું સતપંથીઓ અને શ્રધાળુઓ કદી પણ સ્વીકારશે નહી. કારણ તેઓ સર્વે તમોને પાંમી ગયા છે, કે નીંદાએ તમારો મુદ્રાલેખ છે, જેમ તમારા ગુરૂ દયાનંદે પોતાનાં લખેલા **સત્યાર્થ પ્રકાશ**નાં પાના ૨૬૦ માં અમો ઈસલામીઓ વિરૂદ્ધ નીંદા કરતા કહે છે કે:—

**સમીક્ષક–ભલા ઈશ્વર કે માર્ગ મે મરને મારનેકી કયા આવશ્યકતા હૈ. ? યહ કયો નહી. કહેતે હૈ કી યહ બાત અપને મતલબ સીદ્દ કરને કે લીયે હૈ. કી યેહ લોભ દેગે તો લોગ ખુબ લડેગેં અપનાં વિજય હોગા ને મારસે ન ડરેગે લુટ માર કરને સે ઐશ્વર્ય પ્રાપ્ત હોગા, પશ્ચાત વિષ્યાનંદ કરેંગે ઇત્યાદિ સ્વપ્રયોજન કે લિયે યહ વિપરીત વ્યવહાર કિયા હૈ.**

"સત્યાર્થ પ્રકાશ"

અફસોસ છે ? એ દયાનંદની દાઝ પર કે જે મુદ્દાઓ **વેદોમાં** મોજુદ છે. તે માટે મુસલમાનો પર ખોટી રીતે ટીકા કરી પોતાના પંથની મહિમાને મટાડવાની કોશેશ કરે છે. નહી તો વેદ ને છાપરે ચડી પવિત્ર કુરાને સરીફ પર પંથ્થરા ફેંકવાની આડકતરી રીતે ઉપાધિ કરતે નહી, સબબ કે જે ફરમાનો **વેદ** માં છે, તેજ વેદ મનસુખ થતા તેજ ફરમાનો સુધારા વધારા સાથે અને પ્રજાની ફેર બદલીને અંગે પવિત્ર કુરાને સરીફમાં હસ્તી ધરાવે છે. તેવો વેદ માંહેનું એક મુદ્દો અત્રે રજુ કરીને વાંચક વર્ગ પર ઇનસાફ મુકીશ.

## શ્લોક.

અધ્યાય ૭ સુક્ત ૩૯

यः समस्सु गंद्या आरु न्यानः गोषु गच्छन् सच्चुतर चरति सः भाः ऋंदकः अरतिमः आयो? विद्रथा आपः च परि निच्चिक्यत स्म ।

" ઋગ્વેદ "

## ભાવાર્થ.

જે યુદ્ધમાં નાના પ્રકારની લુટ કબજે કરી આપે છે, તે સઘળી જીત લઇને વીર પુરૂષ મંડળમાં પ્રવેશ કરીને સુખે પાછો ફરે છે. જેની સાધન સંપતિ સ્પષ્ટ રીતે નજરે પડે છે, એ યોદ્ધો અધર્મિઓને દુર કાઢીને યજ્ઞ સંમારભ અને ભાવિકોના સત્કર્મો તરફ કૃપા દ્દષ્ટિથી જુએ છે.



# શું દરેક યુગના ધર્મ-
# જુદા હોય છે?

## સવાલ પંદરમો.

—:o:—

આગા સાહેબ? હું આપ તથા બીજા મોતબર ન્યાયી તથા ઇમાનદાર મુસલમાન સાહેબો આગળ કુરાને શરીફની રૂએ દરયાફ્ત કરવા માંગું છું કે ખુદાના એવા અજ્ઞાન અને ભોળા બંદાઓ પાસેથી એવી નિર્યદતા તથા દગલબાજીથી લેવામાં આવેલા રૂપીઆ શું કોઈ પણ કારેખયેરની બહેતરી તથા ભલાઇમાં વાપરી શકાય છે. શું તેવી નિર્દયતા અને દગલ-બાજીથી મેળવેલા નાણાં કોલેજ તથા યુનીવર્સીટીનાં મુળીયાને મજબુત કરીને વધારશે? શું એવા મજુર વર્ગ તથા ગરીબ લાચારોનાં લોહીથી પાલણ પોષણ પામેલા બાળકો કદી પણ જગતમાં ભલાઈ સંત્યતા તથા ઇમાનદારી ફેલાવશે? અથવા તો વધારશે? એવા નાણાથી ભરણ પોષણ પામેલા લોકો

આત્મિક ઉન્નતિ સત્યતા દયા ખુદાનો ખોફ ન્યાય વિગેરે નેક લક્ષણોને પોતામાં ટકાવી શકે છે ? કે, મારા વિચાર પ્રમાણે તો આપ લોકો મારા મતને મળતા થશો. કેમકે છોડવાને પાણી લીલું રાખી શકે છે. પાણીને બદલે કાંઇ કોયલાના અંગારા તેને લીલો રાખી શકતા નથી, ભાઇઓ એ સખત બે ઇનસાફી છે કે ખુદાના ગરીબ લાચાર તથા ભોળા બંદાઓનાં પસીનાની કમાણીનાં નાણા તો બીજાઓના બાળકોની કેળવણી નીતી રીતી તથા લાભમાં રાત્રિ દિવસ ખર્ચવામાં આવે અને ખુલ્લા દીલથી જગતના બીજા લોકો કરતા આગળ વધીને પોતે તે એશઅશરત ઉઠાવે પરંતુ બાપડા ભોળા અને વિશ્વાસ રાખનારા મુરીદોને મરણ પામેલા જેવાંજ રહેવાનો ઉપદેશ આપવામાં આવે અને તેમનાં બાળકોને અજ્ઞાનતાનાં કુવામાં રાખી વિધાનાં પ્રકાશથી છેટે અને અજ્ઞાનતા તથા અંધકારનાં ખાડામાં માત્ર એટલા માટે રાખવામાં આવે કે અજ્ઞાનતાની સ્થિતીમાં તેઓ પોતાની ખુદાઇ તથા પયગમ્બરીનાં માનનાર અને તેમની બાદશાહી તથા સ્વર્ગના ગ્રાહક તથા તલબગાર રહી પોતાની કમાણીનાં નાણાં લુટાવશે. અને જો કેળવણી પામેલા થશે તો પોતાનાં નાણાં તથા ધર્મનો રક્ષણ કરશે. અરે સ્વાર્થ તારૂં સત્યાનાશ જાય.



# જવાબ પંદરમો.

—:०:—

## અજાની.

**જીને પીયા યહાં સઈ કીયા હયે, ઊસીકું વાયદા વંહદિયા હયે**
**યહાં નહી પીયા વહાં કહા હયે, અજાની સંખીયા દીવાની ભૈયા**



કીના? તમોએ ઉપલું લખાણ કરીને જે **નામદાર આગાખાન સાહેબ** તથા બીજા મોતેબર ન્યાયી અને ઇમાનદાર મુસલમાનોને જે પવિત્ર કુરાને સરીફની રૂએ પુછવા નીકળેલા છો. તે અમારા માટે ખુશ થવા જેવું છે કે જે પવિત્ર કુરાને શરીફની તમારા ગુરૂ દયાનંદે નીંદા કરીને આખી ઇસલામ આલમનાં મન દુખાવ્યાં છે ત્યારે બીજી તરફ તેજ ગુરૂનાં તમો ચેલા હોઇ કદાચ મનથી નહી તો મોંઢેથી એ કુરાને સરીફની અદબ કરતાં સભ્યતાથી અપીલ કરો છો, એ ઇચ્છવા જોગ છે. જોકે તમારા એ લખાણમાં તમારી એક એવી ઉશકેરણી ફેલાવનારી મકરબાજી છે, કે તે તરત સમજાઇ આવે છે. અને સાબીત કરે છે કે **હાંથીના દાંત દેખાડવાના જુદા અને ખાવાના જુદા હોય છે.** તેમ ન્યાયી અને ઇમાનદાર મુસલમાનો સમજી તમારી દગલબાજી અને પાપી પ્રેરણાને પબ્લીકમાં લાવીને ફજેત કરાવશે, એમ લખતાં

કહીશું કે તમોએ જે લખેલ છે કે "ભોળા બંદાઓ પાસેથી નિર્દયતા તથા દગલબાજીથી લેવામાં આવેલા રૂપીઆ શું કારે ખયેરની બહેતરીમાં તથા ભલાઇમાં વાપરી શકાય છે." તેથી તમારૂં કહેવું એમ થાય છે કે એવા નાંણાને હરામખોરી અથવા બદમાશીમાં વાપરવા જોઇએ એમ તમારી પંડિતાઇની સુચના છે. તે જુની આંખે દુનીયાને નવું કૌતક બતાડવા બહાર પડેલા દેખાઓ છો, નહી તો શું એમ બનવા જોગ છે કે દગલબાજ તથા નિર્દય મનુષ્ય કારે ખયેર કરે નહી? કદી નહી? શું સેતાનનો સંબંધ ઇમાનદારો સાથે? શું નર્ક અને સ્વર્ગની ભેલ સેલ, નહીં? પંડિતજી આખી ભીંત ભુલો છો અને આ દુનીયામાં ભોળાપણું જ સારૂં છે. બાકી ડાહગો તો અઝાઝીલ પણ બહુ હતો. જે સેતાનને નામે આજે મખલુકાતમાં મશહુર છે. તેવી ડહાપણ પરવરદીગાર કોઈ દુશમનને પણ નહી આપે અમો એમ ઇચ્છીએ છીએ.

આગળ ચાલતા પુછો છો કે "શુ એવા નાણાથી ભરણ પોષણ પામેલા આત્મીક ઉન્નતિ સત્યતા દયા ખુદાનો ખોફ ન્યાય વિગેરે નેક લક્ષણોને પોતામાં ટકાવી શકે છે?" એ પ્રથમ મુદદા પર આવ્યા અગાઉ એમ કહીશુ **નામદાર આગાખાન સાહેબને** જે અમો ઇસમાઇલી મુરીદો આપીએ છીએ તે તેવણનાં હકની રૂએ? જેનાં માટે અમારા **મહાન પયગમ્બર મોહમદ** ( સ ) નું ફરમાન છે કે '**ખુમ્સ**' એ "**ઇમામુલ વકત**" ને પહોંચાડવી તે હીસાબે "**ઇમામે ઝમાન**" નામદાર **આગાખાન સાહેબને** અમો ઈસમાઈલીઓ ગણીએ છીએ. અને તે માનનિતા રૂજબ અથવા જનરલ

ઇસલામની રૂએ તે હકના પરિપુર્ણ હકદાર નામદાર અમારા **આગાખાન સાહેબ** છે તે હક આપવા બદલ અમો મુરીદ હોઇ મઝહબના બંધારણની રૂએ અથવા ધાર્મીક ફરમાન ને ફરજની રૂએ જરા પણ ચુનોચુરા કરીએ તો મુરીદીમાંથી બાતલ થઇ અને લા મઝહબીમાં ગણત્રી થાય, તે મઝહબી ફરમાનનું ઉલ્લંઘન કરી ? શું તમારૂં કહેવું એવું છે, કે દાન પુન્ય કીધા વગર તમામ કમાઇ મોજશોખમાં ઊડાવી બરબાદ કરવી ? શું કમાઇની તેવી વ્યવસ્થા કરનાર જગતમાં ભલાઇથી ચાલી સત્યતાને માર્ગે વહેન કરીને કોઇ પણ કાળે નેક તથા ઇમાનદાર બની શકશે ? નહી.

તેનાં માટે યાદ કરો ભુતકાળની " **કેરોની યુનીવર્સીટી** " જે તે ઝમાનાનાં મોજુદ ઇમામ " મૌલાના **શાહ મુસ્તસીનર બીલ્લાહ** " [ અ ) નાં વડપણ હેઠળ ચાલતી હતી. તેનો ખર્ચ તમામ " બેતુલ માલ " માંથી એટલે ઇમામની ગીરોહથી અપાતો હતો. તેમાંથી ઇલમ મેળવીને એવા " આલીમો " " વિદ્વાનો " " ફીલસુફો " " તવારીખ નવેસ્તો " " ખગોળ વકતાએ " બહાર પડયાં કે જેના લીધે આખા " અરબસ્તાન " " ઇરાન " તથા " યુરોપ " માં આત્મિકબળનો ફેલાવો થયો, અને આજે જે પરિણામ નજરે પડે છે. તે તેઓનાજ પ્રતાપ છે. તે યુનીવર્સીટીમાં શીખેલા થોડા નર રત્નોનાં નામ નીચે આપીશું તો સમજવા માટે વધારે ઉપયોગી થઇ પડશે કે " **ઉમર ખ્યામ** " " **નાશેર ખુશરો** " " **સૈયદ સોરાબ** " " **હશન બીન સબ્બાહ** " " **મોહીયુ દીન અરબી** " વીગેરે મહાન વિદ્વાનો થઇને આખી

આલમને ફાયદો પહોંચાડી કરી અને ઇલમનો ફેલાવો કરયો. તેવી પુરતી સાહયતા આપવી તે તો રૂઢી અમારા **નામદાર આગાખાન સાહેબ**ના વડવાઓથી ચાલતી આવે છે, તેને તમો મલીન મન ધરાવનાર પંડિત જોઇએ તેમ બોલો તેથી કાંઇ આ ઇતીહાસો ભુસાઈ જશે નહી. અને જ્યારે ઇતીહાસોની મોજુદગી હોવાથી તમારૂં કહેવું અથવા લખવું કેટલા દોકડાનું છે. તે સહેલાઇથી સમજાઇ શકાય છે તેથી સીધ્ધ થશે. કે એવા શુધ્ધ અને સાચા ઉભરાથી અપાયલા નાંણાથી જ કાર્ય પરિપુર્ણતા પામી અને નેક અંજામે પહોંચે છે, પણ જ્યાં સુધી તમો તમારી પંડિતાઈનાં ગમ-નમાં હક અને નાહક નથી સમજી શકયા ત્યાં સુધી એ વિગતોનું તમો સમાધાન કરો એ અશકય અને મુશકીલ છે.

પંડિતજી હવે અમો દબાણથી કહી શકીશું કે આમ લખવામાં તમારી નિષ્ટા શું છે, કે જે હીન્દુ ભાઇઓ પોતાનો ભુલ ભરેલો રસ્તો તજી અને **સતપંથ** ગ્રહણ કરે છે. તેને ભંભેરવાની છે. પણ યાદ રાખજો કે જે બંધુઓ સત્ય શોધક હશે, તેને તમો અટકાવવા ગમે તેવી જાન ફેસાની કરો અને જમીનથી લઇને આકાશ સુધી ધાઓ, અથવા ઉપરથી પડીને પટકાઓ, તોપણ તેઓ વિચારશીલ બંધુઓ પોતાની મુકિત મેળવવા માટે સત્ય પ્રયત્ન કરવાથી જરા પણ અટકશે નહી. બલકે જુશામાં આવી પોતાની સચ્ચાઈ જાહેર કરવા ઓર વધારે પ્રયત્ન કરશે. અને તમને દેખા-ડશે કે જુઓ **સતપંથ** આ છે.

આગળ ચાલતાં લખો છો કે, " અજ્ઞાનતા તથા અંધારનાં ખાડામાં માત્ર એટલા માટે રાખવામાં આવે છે. કે અજ્ઞાનતાની સ્થિતીમાં તેઓ પોતાની ખુદાઈ તથા પયગમ્બરીનાં માનનરા અને તેમની બાદશાહી તથા સ્વંગના ચાહક તથા તલબગાર રહી પોતાની કમાણીના નાણુા લુંટાવશે, અરે ઉંધા ચાલનારા પંડિત જરા તો વિચારો લેખ લખતી વખતે જરા ઈતીહાસો તો તપાશો તો સમજાશે કે જ્યારે કેળવણીનો પ્રકાશ પર પ્રકાશ થયો છે. તો તે ઝમાનાનાં " **મઝહર અઝાઇબ** " પુરૂષના હાથેજ થયેલ છે. ઇસલામની પુર્વે જે **વિધ્યાલ્ટયો** હતી. તે અવતારી પુરૂષોનીજ આભારી હતી. અને તેજ **વિધ્યાલ્ટયો** એ કાંઇ કરી બતાવીને અખુજ આલમને **સત્ય પંથ** પર દોરવી લાવવાને શકિતવાન નીવડી હતી. તેમજ અગર " **અરબીયા** " માં જંગલી આરબોની વચમાં કેળવણીનો પ્રચાર થયો, તો તેનાં સરદાર અમારા ઇસલામની શરૂઆતથી અવલ ઇમામ **હઝરત અલી** ( અ ) હતાં, જેમ અમારા **રસુલીલ્લાહ** ફરમાવે છે.

## હદીશ.

## અના મદીન ઇલમ વ અલી બાઓહા.

**અર્થ**:—હું ઇલમનો શહેર છું પણ તેનો દરવાજો **હઝરત અલી** (અ) છે.

ઉપલી હદીશ સરીફ પ્રમાણે હાલમાં હીદાયત કરીને ઇલમની રોશની મુન્તોવર કરવી એ તો અમારા **નામદાર આગાખાન સાહે-**

**અ**નો મુદ્રા લેખ છે જેઓ નાત જાતની તફાવત વગર દરેક કેળવણીનાં ખાતાને મદદ કરતા રહે છે. જેમ થોડી મુદત પર " **હીન્દુ યુનીવર્સીટીને** પણ મોટી રકમની ગ્રાંટ આપી હતી. તે ધણી પોતાઓનાને અંધારામાં રાખવાં ધારે એમ તમારૂં લખવું કેટલું ટકી શકે છે. તેનો તમારે પોતેજ તોલ કરી લેવો.

અને જ્યાં સુધી એક બંધુ પુરતો ઇલમ શીખેલો રહેતો નથી ત્યાં સુધી મઝહબી તત્વો સમજવાને સામર્થવાન થતો નથી. અને પોતાની જુની પુરાણી આસ્થા પર મોઢું ઢાંકી પડયો રહે છે. પણ જ્યારે તેને ઇલમ હાસલ થાય છે. ત્યારે તે સમજતો થાય છે, કે તે યુગ વહી ગયો કે જે અમારી આસ્થા હતી. તે પ્રજા બદલાઇ ગઇ કે જે અમારા શાસ્ત્રને જાણતી હતી. તેની સાથે ઝમાનો પણ બદલી ગયો કે જે અમો ધારી બેઠા છીએ, અને જે જ્યોતિ વિશ્નું સ્વરૂપ હતી. તે વેદ મુકદશોનાં આધારે **પવિત્ર કુરાને સરીફ**ની રૂહીએ અને **હઝરત રસુલીલ્લાહ** મોહમદ ( સ ) ની હદીશોની રૂએ **"નશલ બ નશલ" "મઝહરેઝાતે ખુદા"** તે હાલનાં **નામદાર આગાખાન સાહેબ** છે, હવે એ સઘળું જાણવા માટે ઇલિમની જરૂર છે. જેમ જેમ આસ્થીક વધારે કેળવણી મેળવશે. અને વધારે ઇલમ હાસલ કરશે તેમ તેમ તે કેળવાયલો સ્પષ્ટ સમજી શકશે. અને મનુ મહારાજની સ્મૃતિ પ્રમાણે પોતાનું મત બાંધી વગર ઢીલે

**સત પંથ** પર આવી જઈ અને **સતપંથ**નાં સાહેબની સેવા કરી મુક્તિ મેળવવા માટે ઉતાવળે બાહાર પડી પોતાનું સઘળું સારૂં કરી લેશે.

શ્લોક.

**अन्य कृतेयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।**
**अन्ये कलियुगे नृणां युगह्रासनुरूपतः ॥८५॥**

**( મનુસ્મૃતી )**

**અર્થ**—મનુષ્યનાં ધર્મ સતયુગમાં જુદા હોય છે, દ્વાપર યુગમાં જુદા હોય છે, અને કળીયુગમાં જુદા હોય છે; યુગનાં ઘટાડા પ્રમાણે ધર્મના સ્વરૂપમાં પણ ઘટાડો થયા કરે છે.






—:o:—

## સવાલ સોળમો.



આગા સાહેબ ? ખુદા વાસ્તે આ તિરસ્કારને પાત્ર સ્વાર્થ બાજીથી પોતાનાં પ્રાણને બચાવો કેમકે જ્યાં તે સેતાની ખસલત હોય છે, ત્યાં ધર્મ ઇમાન નેકનીયત સત્ય ન્યાય આબરૂ અને ખુદાનો ખોફ વટીક નથી રહેતો.



## જવાબ સોળમો.

—:o:—

### ખરો ઇસલામ.

નાત મુકી રીત ભાત મુકી, ને મુકયાં હિન્દુનાં નામ

**મુર્તિ પુજાથી મોકળા થઇ, ને જાણ્યો ખરો ઇસલ્લામ;**
**હકીકતી રાહ એ સીધી રે, હિન્દુએ તે હીમત કીધી,**
**"વરતેજી"**





કીના ? તમારી સ્વાર્થ માટે આ લખાણ કરીને એક એવો કનિષ્ટ કૃત્ય કર્યો છે, કે જેનો મુઆ પછી જવાબ આપવો પડશે ત્યારે સમજાશે કે મેં મારા પર જુલમ કર્યો હતો. કારણ કે જે ઇલજામ તમો અમારા સરતાજ **નામદાર આગાખાન સાહેબ** પર લગાડો છો. તેમાં તમો પોતે પુરે પુરા યાને છલાછલ ડુબેલા અને ડચકાંઓ ખાતા માલમ પડો છો, નહી તો આવો અધમ લખાણ લખવા માટે જરૂર વિચાર કરતે. પણ જેની આંખે સ્વાર્થનાં પડદા પડી જાય છે, તે પોતાની મતલબ માટે મુળથી વંઇ જાય છે, તમારી ગતી તેવીજ છે. જેમ કહેવત છે કે **કમળાવાળો બધુએ પીળું ભાળે** તેમ તમો સ્વાર્થિ તમામ દુનીયાને સ્વાર્થિ સમજો છો. એ તમારા ગુણનો દોષ છે.

આગળ વધી અમો કહીશું કે નામદાર આગાખાનનાં આજે આ દુનીયાની સપાટી પર લાખો બલકે કરોડો મુરીદો હસ્તી ધરાવે છે. અને તેઓ તમામને એજ શિક્ષણ છે કે દુન્યાનો સ્વાર્થી પાપી છે. ત્યારે જે મહાન મુરશીદ તરફથી પોતાનાં અનુયાયીઓને એ

પ્રથમ ઉપદેશ હોય તેની સામે તમારૂ લખવું કેટલા દોકડાનો ઠરે છે. તેનો તમોજ તોલ કરી લેશો.

બાકી અમારા **નામદાર આગાખાન સાહેબ** જેને અમો **નુરેખુદા, મઝહરેયઝદા, હાદીયુલ મહેદી ઇમામુલવકત, દશમો નકળંકી** અને ચોથા જુગે મનુસ્મૃતિનાં કહેવા મુજબ શુદ્રનું સ્વરૂપ તેમ અમારા પવિત્ર **નબી મોહમદ મુસ્તફા** ( સ ) ની આલ તથા **હઝરત અલી** ( અ ) ની વંશ પરમ પરા ઊતરી આવેલા નુરે નુર **નામદાર આગાખાન સાહેબને** ઇત્યાસો તથા અમારા ઉપદેશકોના એકરારોમાં પુરે પુરા **ઇમામ** તરીકે ઓળખાવવામાં આવેલાં છે, જેના માટે જુનાં ઇત્યાસો તપાસી વીચારીને પછી તમો હલકટ પધ્ધતિ અખતીયાર કરતા હશો તો તેવું કરવાને રોકાશો.

પંડિતજી પણ તમો કરો શું જે એક વાડામાં પુરાયલા તમો મહોતાજ અને પરાધિન છો, તેથી તમોને આવુ ને આવું દંભ કરવો જ જોઇએ, નહિ તો દોઝખ ખાલી રહે એટલે ફાંકા પડે પણ યાદ રાખજો. જેની ઓથે તમો પડેલા છો તે તો તમારાથી સ્વાર્થ સારીને હાલતા થશે પણ તમો તિરસ્કારને પાત્ર ઠરો છો, તેમજ અમારા **નામદાર આગાખાન સાહેબ** વિરૂધ્ધ આ કાંઇ નવું ઉકાળતા નથી. એઓની આખી વંશાવળી સાથે એમજ થતું આવ્યું છે. અને દરેક ઝમાનામાં કાફેરો એજ **ઇમામ** સામે થઇ ધાટા પાડતા આવ્યા છે, અને છેવટ તેઓનાજ અવાજ રૂંધાઈ ગયા છે; અને પોતે ગુંધ્ધાઇ ખુદાની ખફગીમાં રાવણ પેઠે રંડાઇ ગયા

છે. જેના માટે **અમારો પરવરદીગાર** પોતાનાં કલ્લામમાં શું કહે છે તે જુઓ.

**આયાત.**

**નહી બલકે અમે સત્યને જુઠ ઉપર ફેંકીએ છીએ પછી તે (જુઠ) તેને (સાચ) ભાંગી નાંખે છે.**

[ સુરતુલ અંમ્બીયા ] આયત. ૧૭.

ઉપલા ફરમાનને અનુસાર હમેશાં જુઠ સાચને સામે થતો આવ્યો છે. અને તે જ્યારે સાચથી અથડી પડે છે, ત્યારે તેનાં પુરચે પુરચા થઇ જાય છે. ને નાશ પામે છે. વાંચી જુઓ **હઝરત મુસા** ( અ ) ને " ફીરઓન " શું કહેતો હતો ? અને જુઓ થઇ પયગમ્બર ( સાચ ) સામે કેવી હરીફાઈ કરતો હતો ? છેવટે નતીજો તપાસો તો " ફીરઓન " **નીલનદી**માં દુખી દિલે ડુબી મુઓ જેને આજ સુધી ઇસલામ આલમો કાફેર કરીને ગણે છે. તેમજ **હઝરત ઇબ્રાહીમ** ( અ )ના ( સાચ ) સામે " નમરૂદે " ( જુઠ ) કેવા પગલાં ભર્યાં છતાં સાચને આગે બાળ્યું નહીં પણ સામે સત્યતાના ગુણ વડે આગ ઠંડી પડી જઇને શાંન્ત બની **હઝરત ઇબ્રાહીમ** ( અ ) ને આનંદ મય થઇ પડી, ત્યારે બીજી બાજુએ " નમરૂદ " ના શા હાલ થયાં તેનાં માટે ત્વારીખો વાંચો તો સમજાશે કે સાચ જુઠ ને કેમ પહોંચી વળે છે. એવા અનેક દાખલાઓ સાચ અને જુઠની હરીફાઇના ઘણા ગ્રંથોમાં નજરે પડે છે તે અંતે જુઠાના શું હાલ થયા તે પર દ્રષ્ટિ કરીને તૌબા કરો નહિં તો પસતાશો.

ઉપરાંત અમારા **નામદાર આગાખાન સાહેબ**નાં નુરની હસ્તી ત્થા વડાઇ, સૃષ્ટિની શરૂઆતથી છે; અને તેને સામે પડનારા ગુમરાહ પણ તે વખતથી સામા થતાં આવ્યાં છે; છેવટે એ પાપીઓનો પાપમય ઘડો ફુટતા અવશ્ય તેઓનો સ્વભાવિક નાશ થયો છે. છતાં એ નુરે ઇમામત વગર ખાંચે **કીયામત** એટલે **પ્રલ્ય** સુધી કાયમ અને દાયમ રહેશે, અને જ્યારે પંડિતો યા આલીમો, ધર્મ, ઇમાન, નેક નીયત, સત્ય, નયાય, આબરૂ, વીગેરેનો ખ્યાલ કર્યા વગર જ્યારે મહાન વ્યકિતને નિંદવા નીકળશે. ત્યારે તે પ્રલ્યના ભણકારા સમાન છે, તેમાંનાં ભડકારાની આ વખત માટે તમોએ શરૂઆત કરી છે. તેથી એ ચિન્હ દુનિયાની સ્થિરતા માટે ભયંકર છે. અને અજબ નથી, કે એ મખલુકાત પડદામાં જવાને તૈયાર હોએ ! નહિં તો પંડિતનો નામ ધારણ કરી અઘોર પાપ વહોરી લેવાનું કૃત્ય કરે નહી. તેથી સમજાય છે કે કળીકાળ હળાહળ પાપથી ભરાઇ ચુકેલ છે. પણ પંડિતજી કહેવત છે કે;—

**તું ગધી કુંભાર કી, તુજે રામ સે કયા કામ.**

તે પ્રમાણે તમો સ્વાર્થનાં અંધા છો. તમોને એ વીગતોથી શું કામ? તોપણ આસ્તીક ભાઇઓને ઉપયોગી હોવાથી લખેલ વૃથા જશે નહિ, બાકી તમો તો એ સુર્ય સામે ધુળ ઊડાળવા નીકળયા છો, તેનો બદલો પણ તમોને રીતસર નોજ મળશે.

**નીંદા.**

**નીંદા કરનારો નર્કમાં જાશે.**
**સાચા સાચા કહેવાશે રે.**

**“અલી”**



# શું મુરશીદે મુરીદો- નહીં વધારવા ?

## સવાલ સતરમો.



આપે પંજાબનાં સઘળા હિન્દુ મુરીદોને તા૦ ૨૦ મી જાન્યુવારી સને ૧૯૧૪ ને દહાડે માત્ર એટલા માટેજ પોતાની હજુરમાં તેડાવ્યા હતા. કે તેવા અજ્ઞાન ભોળા તથા ભાવિક હિન્દુ મુરીદોને શિયા ઇમામી ઇસમાઇલી આગાખાની મુસલમાન બનાવવામાં આવે.



## જવાબ સતરમો.



### સાચાદીન.

સાચા દીન રસુલ કા તમો સઈ કરી જાણો.<br>
જે કોઈ ચાવે દીનકું વાંકુ દીન મેં આણો.





ક્રીજ્ઞા ? તમારા લખાણુમાં અને વિધ્વતામાં જે આક્ષેપથી જોરદાર અને મજબુત એજ લખાણુ લખવા સીખયા છો, કે ? "અજ્ઞાન ભોળા અને ભાવિક હિન્દુ મુરીદો" તેનો જવાબ લંબાણુ સાથે તમોને અગાઉનાં સવાલોમાં આપી ચુકા છીએ. છતાં થોડો વીવેચન કરવાની અગત્ય છે, કે જે તમોએ ભાવિક કહેલ છે. તેથી અમો વિરૂધ્ધ જવા માગતા નથી, કારણુ કે ભાવિક હોએ તેજ પોતાની નાત જાત રીત ભાત તજી, લોક લજાને લાહય લગાવીને, જાહેરમાં છાપા દ્વારે છપાવી શકે કે, " અમોને કોઇએ હીન્દુ સમજવા નહીં, તેમજ અમોને હિન્દુ તરીકે બોલાવવું કે લખવું નહીં " એ હીંમત **સતપંથ** પર સદકે થનારા ભાવિકો અને પ્રેમીઓની છે. કારણુ કે જ્યારે જોયું જે **સતપંથનો સાહેબ** સતપંથમાં છે, ત્યારે આનાકાની અથવા લોકલજ્જા કરી પોતાની આકેબત ખરાબ કરવી, એ રીત કાયરીયા અજ્ઞાન અને ભોળા ભટાકની છે, માટે અજ્ઞાન ત્થા ભોળા એ બંને વિશેષણો પોતાની જુની આસ્થા પર મોંઢું ઢાંકી પડેલાઓ માટે બંધ બેસ્તા થશે. તેથી સાફ સમજાય છે, કે તમો એ અદેખાઇના આવેશમાં એ બોલો **નામદાર આગાખાન સાહેબ** નાં મુરીદો માટે ગેર ઉપયોગ તરીકે વાપરયાં છે, તેમ ન કરતા પોતાની આસ્થા ચુથી અને તમારી સમાજમાં વગર સમજે **બાહાર કી તો અછી અછી ભીંતર કી રામ જાને** મુજબ આવી ભળે છે. તેના માટે નિરપક્ષ થઇ લખતે તો વાજબી કહેવાતે.

પંડિતજી ખ્યાલ કરો કે જે પંથમાં પોતાનાં સર્વસ્વ મનાતા ઇમામને મઝહબનાં બંધારણ મુજબ હક યાને દાન આપવો પડે, ઘણી રીતની ઇબાદત બંદગીની ફરજ આવી ઉભી રહેતાં કાયાની કસોટી આપવી પડે, છતાં તમારામાં નહી કાંઇ દેવું પડે ને નહી કોઇની તાબેદારી કરવી પડે, અને **નીયોગ** જેવી મોજ ધર્મને બહાને મેળવવા મળે તેવી મોજ બાજુએ મુકી, અનેક જાતની પવિત્રતાઇની ફરજોમાં બંધાઇ, છાતી ઠોકીને અચળ રહેવું, એ શું ભોળાઓ અને અજ્ઞાનોનું કામ છે? નહી કદી નહી? એ કામપર એવા વીર નરો કમર બાંધે છે, કે જેને દુનીયાની દરકાર ન હોય, અને આકેબત યાને પહેલી દુનીયાની સુખી જીંદગી ઇચ્છતા હોય તે શુરાઓજ એ ધર્મ સંગ્રામમાં જોડાઇ સત્ય ગ્રહણ કરી પોતાનું સારે સારૂં કરી લીએ, એ બાવિકો માટે અગત્યનો છે.

વળી આગળ ચાલતાં લખો છો કે "હિન્દુ મુરીદોને સીયા ઇમામી ઇસમાઇલી આગાખાની મુસલમાન બનાવવામાં આવે, એનો અર્થ શો? જે તમો એમ આક્ષેપમાં લખવા તૈયાર થયા છો, ત્યારે પહેલી તમારી એ ફરજ છે, કે પોતાની પહેડી લપેટી લીયો, અને કોઇ પણ અનુયાયીને આર્ય સમાજમાં લેવાનો બંધ કરો, તો તમારૂં લખવું કાંઇ રીતસરનો ગણાશે, નહી તો એ કયાની રીત છે, કે **"હમ સબકું કહેવે ઔર હમકું કોઇ કહેવે તો રોવે"** પંડિતજી એવા કુલક્ષણો તજો. શું પોતે કહેવાને પુરા શુરા ને બીજા અધુરા તે ભય કરતા જમાનો નીકળી ગયો, તે દરમયાન તમોએ બુમો બરાડા

મારી ને જે અજ્ઞાન અને ભોળા લોકોને ભરમાવી પોતામાં ભેળવી લીધા તે બસ થયુ. હવે તો નુરે ખુદાનું ઝળકાટપર ઝળકાટ છે. ચારે દીશાઓમાં એ નુરની દોહાઇ ફરે છે, અને જે વખત જાએ છે, તેમાં તમોને પણ સમજાશે, ત્યારે આક્ષેપને બદલે ઇનસાફથી તમે ને કહેવાની ફરજ પડશે કે નહી, **નામદાર આગાખાન સાહેબ** બરોબર પોતાનાં કાયદા મુજબ એક આચાર્ય યાને ધર્મગુરૂ હોઇ **સત્યપંથ** સમજાવવા. માટે સત કૃતવ્ય કરે છે, તે વાજબી અને હક છે.

તેમ એ સાધારણ સવાલ છે, કે એક આચાર્યની મહિમા સેમાં છે, એક ધર્મગુરૂ યાને મુરશીદનો કૃતવ્ય શું છે, એ સવાલ જો એક શુંદ્ધ મનનાં સાદા માણસને પુછી જોશો તો તેનો જવાબ એજ દેશે, કે મુરીદો વધારવામાં, સત્ય રસ્તો બતાવવામાં, ભુલેલાને માર્ગે ચહડાવવામાં. ખુદાની ઓળખ કરાવવામાં, જો કે એ લખાણમાં પૃથક પૃથક નાંમો આપીને જે નામદારને ઓળખાવેલ છે, તેનો અવસ્ય તમો તમારી ધૃષ્ટતાથી અર્થ જુદો કરવાને બહાર પડશો, તેની દરકાર કર્યા વિન્યા કહીશું, કે **નુરલઆલાનુર** યાને જ્યોતથી જ્યોત ની કિર્તી મહિમા અને મોટાઇ એમાજ સમાએલી છે, કે પોતાનાં સંપ્રદાયમાં વધારો કરીને જનસમાજને સાચે રસ્તે દોરવી કુડા માર્ગથી વિમુખ બનાવી; સૃષ્ટિપર **સતપંથ**નો વિસ્તાર વધારી બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય, શુદ્ર એ ચારે વર્ણોને એક વર્ણ બનાવી, એકેશ્વર ધર્મ ફેલાવી ભ્રાતૃભાવની જાગવાલી અને સાચો સિક્ષણ આપે છે કે:—

## અથર્વવેદ.

હે ન્યાયી પ્રભુ હું બ્રાહ્મણ, ક્ષત્રિય, શુદ્ર, ને વૈશ્યને પ્રિય થાંઉ તેવો તું મને કર જે જોઉં તે સર્વને હું ચાઉ.

"અથર્વવેદ."

---

### "ટુંક મુદતમાં છપાઇ બહાર પડશે".

## "આગાખાની ખુદાઇનો જવાબ".

મજકુર નામની પુસ્તક પંડિત રાધાકૃષ્ણે પોતાનાં ખોરવાઇ ગયેલા બેહોશ ભેજામાંથી ખોટી અને દંભિક વીગતો કાઢી જે **ઇસમાઇલી** આલીમ પર ઇલઝામ લગાડવા પ્રપંચી લખાણો લખી, પોતાનો સ્વાર્થ સાધવા અથવા પાપી પેટ ભરવાનાં સાધનમાટે છપાવેલ છે તેનો રદીઓ, અમારા મિત્ર **મી૦ ઇબ્રાહીમ જુસબ વરતેજી** લખે છે તે ટુક મુદતમાં બહાર પાડીને બતાવી આપશે, કે જુઠ સાચને ઢાંકી સકતો નથી, બલકે પોતે વિરામ પામી જાય છે.

લી૦ **એ. જે. ચુનારા.**



# શું હળ મુશળ ઉખલી અસ્ત્રો દેવી દેવ છે ?

## સવાલ અઢારમો.

—:*:—

આગાખાન સાહેબ ? જેઓ આપના ઉપર વીશ્વાસ રાખે છે, તે તદન અભણ ભોળા અને જગતની સ્થિતીથી અજાણ્યા છે. તેમાં તો કાંઈ શક નથી, આપના પુસ્તકોએ તેમને ચામાં ચીડીયાની જેમ પ્રકાશ સત્યતા હિન્દુઓ તથા હિન્દુ મહાપુરૂષોથી ખીહુડાવી અભાવ ઉત્પન્ન કરાવી આપ્યો છે, અને એ પણ ઠીક છે કે આપે તેમને બાદશાહી સ્વર્ગ તથા હુરો મળવાના ચકમાઓ આપી પોતાની ગુલામીની સાંકળમાં સખ્ત રીતે જકડી લીધા છે, અને એ પણ બનવા જોગ છે, કે આપનાં કેટલાક ટુંક દ્રષ્ટિવાળા તથા સ્વાર્થી મુરીદો કે જેમને આપના ખજાનામાંથી ભાગ મળે અથવા લાભ પહોંચે છે. તેઓએ હમણાં આપની ખુદાઈ આગળ ગરદન નમાવી દઇ સીયા ઇમામી ઇસમાઇલી મુસલમાન થઇ પોતાના

વડીલોની નીશાન તથા ખાનદાનને ખોઇ નાખેલ છે. અને આપ પોતાના વડીલોથી ચાલી આવતા મીશનમા અને મુસલમાન ભાઇઓ આગળ આપે જે કબુલાત આપી હતી. (પોતાના હિન્દુ મુરીદોને મુસલમાન બનાવી દઇશ) તેને પરીપુર્ણ કીધી છે, પરંતુ નહીં નહીં આપે મુસલમાનો સાથે પણ વાયદાની વફાઇ નથી કીધી. બલ્કે તેમની સાથે પણ પ્રપંચ કીધો છે; કેમકે આપ પોતાના હિન્દુ મુરીદોને મુસલમાન તો નથી બનાવ્યા. બલકે ઇસલામનાં કાયદા પ્રમાણે તેમને કાફેર નાસ્તિક મનુષ્ય પુજા (આગાખાનની પુજા) કરનારાઓ બનાવો છો. માટે આપે જો કબુલાત પુરી કરવી હોય તો તેમને સુન્ની મુસલમાન અને હઝરત મોહમદ (સ) ની ઉમતમાં સામેલ થવાનો હુકમ આપો, આગાખાન પરસ્ત થવાથી નતો હિન્દુ થયા નતો મુસલમાન થયા, પરંતુ આપ તેમ કરો એવી ઉમેદ નથી, કેમકે સાંભળવામાં આવ્યું છે અને મને પણ શંકા છે કે, આપ કુરાનને ઇલ્હામી તથા સત્ય માનતા નથી તો આપ કૃપા કરી પોતાનાં ધાર્મીક પોઝીશનને બહુ ઉતાવળે ચોખું કરો, કે શું આપ ખુદાને વાહેદહુલ્લાહ શરીક અને કુરાનને ઇલ્હામી માનતા હશો તો પોતાના મુરીદોને સુન્ની મુસલમાન બનાવવામાં આપને કાંઇ પણ બહાનું કે ઢીલ હશે કે નહી.



## જવાબ અઢારમો.

—o—

### વેદ કુરાન.

**વેદ ને કુરાન પુરે શાખ, અલી નાં નુર ની**
**તે ન સમજે મુઢ ને એ જાણવા નાં ચોર છે.**

**મુખતાર.**

—:o:—



કી બ્બા? કાફેર કોન કહેવાય કે જે **વેદ** અને **કુરાન** પર પબ્લીકમાં કમર બાંધી અને અંદર ખાને તેથી વિરૂધ્ધ જઇ પોતાના મન ભાવતું કરે છે, તે પ્રમાણેના તમો પંડિત નજરેપડો છો, કારણ કે જે **વેદ** પરમાત્માનું સ્વરૂપ **સાકાર** સ્વીકારે છે. તેથી તમો વિરૂધ્ધ છો. અને **પવિત્ર કુરાને** શરીફ જેને તમો "**એલ્હામી**" કહેવા નીકળીને પોતાની નજીરા મતલબ પાર પાડવાનો અંદર ખાનેથી હેતુ છે, તે પુરો કરવા માટે મોકો જોઇને કલમથી એકરાર કરેલ છે. નહિ તો અમોને પાકે પાયે ખબર છે કે તમો **કુરાન**નાં કટ્ટા વિરૂદ્ધ છો, જેમ તમારા ગુરૂ દયાનંદે પોતાના લખેલા **સત્યાર્થ પ્રકાશ**માં કુરાન વિરૂદ્ધ કવચનો લખીને આખી ઇસલ્લામ આલમને વગોવ્યા છે. તે બધા મુસલમાન ભાઇઓ જાણે છે. માટે એ વીગત પર વધારે

વીવેચન નહી કરતાં મુળ મતલબ પર આવી ને કહીશું, કે ? ક્રીષ્ના તમો એજ સબક લીધેલ છે. કે અભણ, ભોળા, અજાણ્યા, બાદશાહી, સ્વર્ગ, હુરો, ખજાનાં, તેનાં માટે ધન્યવાદ આપતાં કહીશું કે એ ઉપલા વિશેષણોમાં મુદ્દો તો કાંઇ પણ માલમ પડતો નથી. ફક્ત વીગોવવાને એ બોલોને હથીઆર બનાવ્યા છે. તે તમારા લખાણની મુંઢતા શીધ્ધ કરે છે.

હવે ભોળા એ સવાલનો જવાબ અગાઉના સવાલોમાં અનેક વખત આવી ગયેલ છે, અને જે મનુષ્ય પોતાનાં બાળ બચ્ચાઓનો પોષણ કરતો હોય, તે કદી પણ ભોળો કહેવાય નહી. તેમજ તમામ ધર્મોનો સંશોધન કરી અને **સત્યપંથ** મેળવી એક ચીંન્તે પોતાના **સાહેબનું** સમરણ કરે તે કાંઇ અભણ કહેવાય નહી, તેવીજ રીતે કળીયુગનો પ્રભાવ **વેદ** તથા **કુરાન** ના આધારે જાણી, અને જાણવાની વસતુને જાણી લે, તે કાંઇ અજાણ્યો કહેવાય નહી, અને જે બાદશાહી હુરો અને સ્વર્ગ છે. તે બક્ષીસો પરલોકમાં મળશે, તેમ સતશાસ્ત્ર ચાને સાચો ઇલમ સમજાવે છે. અને તેની પરીપુર્ણ પૃથા બધા ધર્મોમાં છે. પણ તમો આર્ય સમાજીઓ વેદને માનનારાઓ તરીકે જાહેર કરીને એ વેદ વિરૂધ્ધ લખાણો છે. એમ સમજાવવાને જનસમાજમાં બહાર પડો એ તમારી કેવી વેદની માનીતા છે. તે સમજાતી નથી.

આગળ લખતા તમો કહો છો કે "કૃપા કરી પોતાનાં ધાર્મીક પોઝીશનને બહુ ઉતાવળે ચોખુ કરો" તેનાં જવાબમાં એટલુંજ કહીશું કે અમારો ધાર્મીક પોઝીશન ચોખો અને સત્યતા ભરેલો

છે. કે જે સૃષ્ટિની શરૂઆતથી ચાલ્યો આવે છે, પણ મહેરબાની કરીને પંડિતજી આપ આપના પંથમાં સુધારો કરીને જે પાપી પરસ્તીસોં છે; તેને નાબુદ કરો જેવી કે હળ મુશળ, ઉખલી અસ્ત્રો, ઇત્યાદીને દેવી દેવ બનાવીને તેને મનાવવું જેમકે "મુર્તિ પુજા માને નહી ને હળ મુશળ મનાવે, ઊખલીને અસ્ત્રો ઇત્યાદિ દેવી દેવ બનાવે" એમ એક ભાટીયા ગૃહસ્થ કવિતામાં પણ લખે છે. અને **નિયોગ** જે અત્રે લખતા કંપારી છુટે છે કે, એક સ્ત્રીનો પતિ બીમારીથી યા બીજા કોઈ કારણે પોતાની પત્નિ સાથે સમભોગ કરી સંતતિની પ્રાપ્તી કરવા અશકત હોએ, તેણે પોતાની પત્નિને કહેવું કે હે **શૌભાગ્યવંતી પ્રિયે** તું જા અને બીજા કોઇ શક્તિવાન પુરૂષ સાથે સંગત કરીને સંતતિ પ્રાપ્ત કરવાની કોશેશ કર? શુ એ ધર્મ છે? અને ધર્મને બહાને એવી ધિકકારવા જોગ રીતીઓનો સેવન કરી, હાથમાં દીવો લઇને બીજાઓને સૂર્ય દેખાડવા નીકળયા છો, એ શું સુચવે છે. બાકી **સત્યપંથ** તો પરસ્ત્રી તરફ કુદ્રષ્ટિ કરવા માટે પણ સખ્ત મના કરે છે. અને સતિ તેજ છે કે જે પોતાના પતિને પ્રાણ જતા સુધી ભજે. ત્યારે વિચાર કરી કહો કયાં રહયો તમારૂં સત્યપણું, કયાં છે તમારી શુધ્ધતા, કહો? માટે પંડિતજી બીક રાખી અને એવા અઘોર પાપમાં મનુષ્યોને સંડોવવા માટે કમર નહી કશો, અને સત્ય પંથ વિરૂધ્ધ જઈ પાપી નહી બનો. નહી તો યાદ રાખજો નીતી તજી અનિતી ગ્રહણ કરનારની પાયમાલી તથા ખાના ખરાબી સિવાય બીજી ગતી છે જ નહી. એ જગનિયંતાનો ન્યાય છે. તેથી કહીશું કે તમારો પોઝીશન સાફ કરો.

આગળ ચાલતા તમો લખો છો કે " સ્વાર્થિ મુરીદો કે જેમને આપના ખઝાનામાંથી ભાગ મળે અથવા લાભ પહોંચે છે. " એ તમારી ખોટી વીગત પર ટીકા કરતા કહીશું કે પીર અને મુરીદનો સંબંધ શું છે, તે સુણો સમજો, અને શીખો, કે જ્યારે એક મુરીદ પોતાનાં મુરશીદ પાસેથી મુરીદી લે ત્યારે પીરને હક આપતાં તેમાં દુનીયાનો કાંઇ પણ સ્વાર્થ રાખે, તો તે મુરીદ નથી. ફકત મુરીદ ધાર્મીક લાભ મેળવી અને આકેબતનો તોશો ઇબાદતનાં મળેલા સાધનો વળે ભેગો કરે, એમ અમારો હકીકતી ઇસિલામ મઝહબ સ્પષ્ટ સુચવે છે, તેથી સાફ સમજાય છે કે પીરનાં ખજાનામાં ઉમેદ રાખનાર કે લાભ લેનાર પીરનો મુરીદ નથી. બલકે તેને ઇસલામ આલમ મુડદાલ મનુષ્ય કહેશે, તેથી તમારો ઉપર લખેલો મુદદો ખોટાઇ જાહેર કરી ઉડી જાય છે.

બીજું " જો કબુલાત આપેલી પુરી કરવી હોએ તો તેમને સુન્ની મુસલમાન અને **હઝરત મોહમદ** (સ) ની ઉમતમાં સાંમેલ થવાનો હુકમ આપો" એમ લખો છો તો પહેલે તમોને એમ પુછીશું કે **નામદાર આગાખાન સાહેબને** શું જરૂરત હતી, જે કબુલાત આપે, અથવા કબુલાત આપી તેનો પુરાવો શું ? તેમ વિરૂદ્ધી તો કદી પણ સત્ય ભાંખતો નથી. અને સાચ બોલતો પણ નથી, તે તમારા લખાણો પરથી એક શાદી સમજ ધરાવનાર મનુષ્ય પણ સમજી શકશે, એમ કહેતાં લખીશું, કે પહેલે સમજો કે સુન્ની ભાઇઓ જેમ મુસલમાન છે, તેમ સીયા ભાઇઓ પણ મુસલમાન છે, એવી રીતે જનરલ ઇસલામમાં અમારા પાક પવિત્ર

પયગમ્બરની ભવિષ્યવાણી મુજબ તઊતેર ફીરકાઓ હશતી ધરાવે છે, જેઓ તમામ **હઝરત મોહમદ** (સ) ની ઉમત છે, એમ સમજતા થઇને પછી ભાંગરો વાટો, અને બોધ લઈ બાળક બુદ્ધી તજી સમજદાર ઇનશાન બનો.

આગળ લખતાં અમો કહીશું, કે અમો ઇસમાઇલીઓ તે મુસલમાન છીએ, કે જેને પરવરદીગારે **"મોમન"** તરીકે ઓળખાવે છે, અને ઇસલામની શરીયત તથા તરીકતની ડીગ્રી પાસ કરીને હકીકત પ્રમાણે આલમને આમંત્રણ કરીને કહીએ છીએ, કે પરપરોનો સબંધ નીભાવવા એ વહાલા બંધુઓ **સતપંથ** મેળવવા અમારે પંથે ધાઓ, અને જે પુર્વે **સનાતન** ધર્મ તરીકે શ્રેષ્ટ ગણાતો, તે એજ મઝહબ છે; પણ તેનો પહેરો હવે બદલાયો છે, તેથી તેજ ભુતકાળનો પંથ આજે કળયુગનાં પ્રભાવે વર્તમાન કાળ મધે પશ્ચિમ દીશામાં ઇસલામ સ્વરૂપમાં પ્રકાશમાન થયો છે, અને **હઝરત અલી** (અ) નાંમે પ્રગટ થઇ, આ દુનીયામાં ઇમામને નામે શીલ શીલો લંબાવી અને કયામત સુધી કાયમ દાયમ રહેશે, જેવી રીતે પવિત્ર પયગમ્બર **હઝરત મોહમદ** (સ) ફરમાવે છે કે.

**હદીશ.**

**કાલા લન તખલુન અરઝો, મિન્ન ઇમામીલ.**

**હુચ્ચીલ કયીમ:**



## ભાવાર્થ.

**કહે હૈયાત અને કાયમ ઇમામ વગર જમીન રહી શકે નહી.**

મજકુર હદીશ સરીફની રૂએ હાલના હૈયાત અને કાયમ **હજરત અલી** (અ) ની આલમાંથી ઉતરી આવેલા અમારા **નામદાર આગાખાન સાહેબ** ઇમામુલ વકત યાને ચાલુ સમયનાં ઇમામ છે, પણ એ શખુનોપર તમોને યકીન આવે તેમ નથી, કારણ તમો તમારા ગુરૂ દયાનંદ મુજબ સત્યસાર ગ્રહણ નહી કરતાં, સર્વેને ખંડન કરવા બહાર પડયા છો, પણ જે આસ્થીકો છે તેનાં માટે આ વીગત ઉપયોગી હોવાનાં સબબે અમો અમને સફળ સમજીશું, અને કહીશું કે, **નામદાર આગાખાન સાહેબની** વંશ પરમપરાની હીદાયત મુજબ અમારા બોધ ગુરૂઓ અથવા મીશનરીઓ, **સીયા ઇમામી ઇસમાઇલી મુસલમાની** તરીકે જેને **સતપંથ** મેળવવાની ખાહેશ હોએ તેને ભેજે છે, અને પરિણામે દરેક વર્ષે હઝારો આસ્થિકો આવી ભળી પોતાનાં દીનદુનીયા બનેનો લાભ ઉઠાવી આનંદ મેળવે છે.

બાકી પંડિતજી પ્રપંચની જાળ તો તમો ફેલાવી બેઠા છો કે શાદી સમજનાં લોકોને ભુલ થાપ આપી, કરવું એક અને દેખાડવું બીજું, એમ કરી આર્ય સમાજી બનાવી લીધો છો, પણ અમારે ત્યાં તો નિતી માર્ગ ઉઘાડો છે, જેને ભકિત (બંદગી) કરવી હોય, જેને સચાઇથી ચાલવું હોય, ફકત તેનાં માટેજ અમારા ધર્મનાં દ્વાર

ઉઘાડા છે, અને અમો તેના માટે સઘળા ઇસલામી ભાઇયોથી વાયદો કરીએ, છીએ કે અમો વધારે પ્રયત્ન કરીને આપણા દીન ભાઇઓની સંખ્યા વધારવા તજવીજ માટે ઘટતું કરીશું. અને કહીશું કે પહેલે આપણાં પાક મઝબની પવિત્ર કુરાને શરીફ વિરૂદ્ધ તથા હઝરત મોહમદ મુસ્તફા (સ) વિરૂદ્ધ "સત્યાર્થ પ્રકાશ" નામની જે આર્ય સમાજીસોની પુસ્તક છે. તે વાંચો, વીચારો અને પછી જે **સત્યપંથ** યાને હકીકતી ઇસલામને રસ્તે જે ભાઇઓ ભળવા માગે છે, તેને અટકાયત કરવા માટે ખાસ એ એક જાતની ઉશકેરણી ફેલાવી રીતનો બરપા કરવા ની વાજો નાંખે છે. તેમ સમજીને તેની મકર જાળને ફાડી નાખો, અને આપણાં ઇસલામથી દુશમની રાખનાર આર્ય સમાજી પંડિત કમ સમજનાં મુસલીમોને ઉશકેરવા વેતરણ કરીને ઇસલામમાં ભળતા ભાઇઓને રોકવાની મકશદપર છે, તેથી તે ઇસલામને ધારણ કરનારાઓને "કાફેર" "નાસ્તિક" મનુષ્ય પુજા કરવાવાળા, વીગેરેનાં વિશેષણો લગાડીને ભંભેરે છે, તેના માંટે આપણા **હઝરત મોહમદ મુસતફા (સ)** ની ઉમતને ખબરદાર રહીને એવા પ્રપંચી પંડિતોની ગુથેલી જાળમાં નહી ફસાતા, થતા ભાઇઓને મદદ કરી પોતાનાં પગ પર પડતા કુહાળાંથી બચી જઈ કસોટી વખતે પુરેપુરી ઇસલામની ખીજમત બજા લાવવી, એ અમારી વીનંતી છે, સાથે એ પણ યાદ રાખવું, કે ક્રીયામાં કદાચ હેરફેર હોય તો શું પણ જે ઈસલામનાં ઇસુલો જેવા કે **"તોહીદ" "કલ્લમો" "કીયામત" "ઈમામત"** તથા **"ઇનસાફ"** ને વળગી રહે તે ઇસલામ છે, મુસલમાન છે.

માટે હે પંડિતજી કાંઇ સુણો, સીખો, વાંચો, બાકી એવા ફુફતા અને ઝાંખા દીવા માફકની સ્થિતીપર હોઇ ઇલેકટ્રીક લાઇટ સામે બહાર નહી પડો, નહી તો યાદ રાખજો કે એવો પાપ કમાવાથી તમારી પત જશે.

છેવટે અમો કહીશું કે અમારા ઇમામ **હઝરત અલી** (અ) ની દરેકે દરેક વાંણી તેવીજ મહિમાં અને શકિત, જનરલ ઇસલામની રૂએ હાલનાં મોજુદ **નામદાર આગાખાન સાહેબની** સમજીને ફરીથી ઉચ્ચારવા વીચાર કરજો જેમ

હઝરત અલી ફરમાવે છે કે:—

## "કલામે અલી."

હું એવો સખ્સ છું કે, હક અને બાતલ પાડવાની મારામાં શક્તિ છે, હું બહેસ્ત અને દોઝખની પહેચણી કરનાર છું.



# શું રામ અને રહેમાન એક છે?

## સવાલ ઓગણીસમો.

આગાખાન સાહેબ ! ખુદાને વાસ્તે ખાસ કરી બે વખત ત્રણ વખત ખુદાને વાસ્તે આ ભોળા નિરાધાર દયાને પાત્ર ખુદાના બંદાઓ પ્રત્યે હરગીજ અન્યાય નહી કરજો. જો કે તેવી આશા અંતી કઠણ છે, કેમકે જયારે આપ ખુદાઇ દાવો છોડતા નથી, ત્યારે એ લોકોને પોતાની સાંકળમાં જકડી ન રાખો, તો પછી આપને કોણ ખુદા તથા પયગમ્બર માની જકાત વીગેરેની ખેરાત નાં કરો આપે ? ગમે તેવા પ્રકારનાં આનંદનો પ્રસંગ કેમ ન હોય. અથવા ગમી માંદગી

મૃત્યુ વીગેરે દરેક મામલા માં આપે કરો લગાડેલા છે. બલકે મરેલા માણુસની ક્રીયા કર્મની જણુસો પણ કે જેનો હકદાર આચાર્ય હોય છે, તે જણુસો પણ આચાર્યજીને ન આપતાં તેનું લીલાઊ કરી તેનાં નાંણુા પોતાની ત્રીજોરી મા નાંખોછો.

—:*:—

## જવાબ ઓગણીશમો.

—:*:—

### અથર્વ વેદ.

નેતી નેતી વેદ વાંએક બોલે,
તે અથર્વ વેદ થી પડદા ખોલે.

"ચુનારા."





ક્રીજ્ના? આર્ય સમાજી પંડિત હોઇને ખુદાના વારતા તે વળી એક વખત નહી બે વખત નહી, પણુ ત્રણુ ત્રણુ વખત ગઝબ થયો, પંડિતજી? તમારી મોટાઇ અને મગરૂરીનો પાણી ખોયો, વળી લખતાં તમો લખો છો કે "હરગીઝ હરગીઝ અન્યાય નહી કરજો" એ તમારો કેવો અન્યાય છે, કે જેનો પોતે શેવન કરતા હો તે બીજા પર ઢોળી પાડવું, જેમાં પોતે ડુબીને ગર-

કાવ થયેલાં હો, તેમાં બીજાને ભાળવું, ખરેખર અફસોસનો મુકામ છે. સબબ એ સર્વે તમારા માટે સંકટોનાં સામાન છે, જેથી તમોને ત્રણે લોકમાં નહી આમાન છે, કારણ નીંદા તમારો ઇમાન છે.

અમો ખરૂં કહેતા નહી અંચકાઇશું કે, અન્યાય એ તમારૂં મુદ્રા લેખ છે, પહેલે મુસલમામોને અન્યાય તમોએ કર્યું જે પવિત્ર **કુરાને સરીફ** પર કલ્પિત ખોટી ટીકાઓ કરી, ને ખોટું ઠરાવવા તમારા દયાનંદે જીવતોડ કોશેશો કરી, જો કે તમો સાચ્યા છો એવી કોઇ ખુદાઇ શરટીફીકટ ધરાવતા નથી. **બની ઇશરાયલો** અને તેમનાં પયગમ્બરો પર ખોટા ઓક્ષેપો મુકયાં, જેઓ પુર્વેથી સાચ્ચા મનાતા આવ્યા છે, તેની સાંમે તમારી સમાજની પાંચ પચાસ વર્ષની હશતી સાચી ઠરી શકિત નથી, **ઇસાઇ** યાને **નશરાનીઓ**ની પેટ ભરીને નીંદા કરી, જે નીંદા સઘળા ધર્મો કરવાને મના કરે છે, એ અન્યાયનાંજ પ્રતાપ છે, જેને ધર્મ કહેવામાં આવતો નથી, તેનો શેવન કરવો, એ અન્યાય નથી, પણ અન્યાયનો બાપો છે. સનાતનીઓનો પુરાતન ધર્મ છે. જેના પર મહાન રૂષીઓ અને મોટા મોટા દેવ દેવતાઓએ વહેન કર્યું છે. તેનો તમો સમાજી પંડિતો કમર કશીને ખંડન કરવા નીકળ્યાં છો, જો કે તેમ કરવાનો તમો કોઇ પણ રીતે હક ધરાવતાં નથી, કે ઓરજીનલ વીગતો ને સાંમે ઇમીટેશન હોવા છતાં, ખંડન કરી ખોટી ઠેરાવો, એવા તમો કોઈ ખુદાઇ દસ્તાવેજો ધરાવતા નથી, કે જેનો જોઇએ તેનો તેવી રીતે ભાંડન કરો, તેમ કરતાં કોઇ ગ્નાતિ એવી બાકી રહી નથી, કે જે તમો આર્ય

સમાજીનાં અન્યાયથી દુખાયલી ન હોય, તો એટલી હદે અન્યાયી હોવા છતાં, ન્યાયી અને પ્રભુ મય પવિત્ર જીવન ગાળનારને તમો અન્યાયી કહેવા નીકળનાર, કેવા નાદાન અને અજાન છો, તેનો ન્યાય વાંચક વર્ગપર મુકીશ.

પંડિતજી આગળ ચાલતા લખો છો કે "તેવી આશા કઠીણ છે" એ તો તમારા નશીબની કઠણાઇ છે. કારણ કે સત્ય સમજી શકયાં નથી, તેથી અમારે સમજાવવું તે પણ ગોયા કઠણ પાણાં પર પાણી રેડવા બરોબર છે, છતાં વાંચક વર્ગ વાંચશે તો જરૂર ફાયદો ઉપાડશે, એજ અમો અમને કૃતાર્થ થએલ માનીશું, અને કહીશું કે તપાસો હઝરત મનસુર ની વીગતો જેણે આ દુનીયાં મધે "**એનલ હક**" યાને હું ખુદા" નો દાવો કર્યો, ત્યારે પણ તમારી પ્રકૃતિ કઠણ આશા ધરાવનારી હતી, કારણ તેનો એ હતો કે તે **મનસુરની** વાણીનો ભેદ પામી શકવા માટે શકિત ધરાવતા નહોતાં, તેથી ઉંધે રસ્તે દોરવાઇ જે હકરાહ પર **મનશુર** હતો, તેને ખોટી રીતે વગોવીને છેવટે સુળી પર ચહડાવ્યો, તેમજ હઝરત પીર શમ્સ (અ) પણ જ્યારે મુલતાન મધે બાદશાહનાં છોકરા ને **કુમ્બેઇઝની ઉઠ મારા હુકમે** તેમ કહેતા તે બાદશાહનો છોકરો મરી ગયેલો સજીવન થઇ ઉઠયો, ત્યારે પણ તમારા જેવા પંડિતો કઠણ આશા રાખનારા હઝરત પીર શમ્સ વિરૂદ્ધ જઇ તેના પર ફતવો મુકીને ખાલ ખીચાવી, પણ જ્યારે એ હઝરત મનશુરનો તથા હઝરત શમ્સનો જમાનો ખતમ થયો, અને પંડિતો જે એ મહાન પુરૂષો પર ફતવો લાવનારા હતાં, તેઓ આ દુનીયામાં હલાક થઇને કાફરોના

મોતે મરીને જહન્નમ વાશલ થયાં, ત્યારે પાછળ રહેલી પ્રજાએ એબરત યાને નશીહત પકડી અને સાચા ઓડકાર કાઢવા લાગી, તે વીગતોને હઝરત **મનસુરને** લગભગ નવસો વર્ષ થયા, અને **પીર શમ્સને** લગભગ સાતસો વર્ષ થયાં છતાં અડગપણે તે સાહેબોને સઘળી પ્રજા સાચા હતા એમ વર્ણવે છે.

ઉપલાં બંને જણાવેલા સાહેબો અમારા **નામદાર આગાખાન સાહેબનાં** ખાનદાનમાંથી છે, અને એ સાહેબોએ જે અમોને **નામદાર આગાખાન સાહેબની** વ્યકિત વીશે વીગતવાર કહી ગયા છે, કે જીસમાની કે લીબાસી સંબંધ મોલવીયો યાને પંડિતોનું છે, પણ અમારો તો **નુરાની** સંબંધ છે કે જે હમેશા **અજર અમર** છે. તે વીગતે અમારા **નામદાર આગાખાન સાહેબ** નુરે ખુદા છે. જેમ અમારા માનવંતા મહાન પયગમ્બર સાહેબ **હઝરત મોહમદ મુસ્તફા** (સ) કેટલાક કલામ ટાંકી બતાવીશું, અને **હઝરતઅલી** (અ) અમારા **નામદાર આગાખાન સાહેબ** છે, તે પ્રત્યે અમારા પયગમ્બર ફરમાવે છે કે:—

## હદીશ.

**ઇન્ન ખલકે તો, મીન્ન નુરી લ્લાહ.**

**અર્થ**—ખરેખર હું ખુદાનાં નુરમાંથી પેદા થયો છું.

---

## હદીશ.

અતિ અલ્લાહ વ અતિઉર રસુલીલ્લાહ.

**અર્થ**—ઈતાઅત કરો અલ્લાહની અને ઈતાઅત કરો રસુલની

---

## હદીશ.

અના મૌલા હુ ફ અલીયુન મૌલા હું.

**અર્થ**—જેનો હું મૌલા છું તેનો અલી મૌલા છે.

---

જુઓ પંડિતજી એ સાંકળ શું સુચવે છે. અને વીચારી પછી કહો કે એ **અલ્લાહ મોહમદ અલી** એ ત્રણે મુર્તી એક જ દેવ છે કે નહી? અને જ્યારે ઉપલી **હદીશેશરીફને** આધારે છે, તો અમારા **નામદાર આગાખાન સાહેબ** પણ મજકુર સાંકળમાંથી છે. ત્યારે તમો જે લખો છો કે "ત્યારે એ લોકોને પોતાની સાંકળમાં જકડી ન રાખો" એટલે શુ? તેવણ ને તમારા જેવાં ક્રીયા હીંણાં કરી બે ઇમાન બનાવીને રખડતા મેલી દેવા, નહીં? હરગીઝ નહીં? અમારો તો એજ હેતુ છે કે જે મનુષ્ય ઉપર જણાવેલી સાંકળમાં જકડાએલ હશે, તેજ પાર પામશે. બાકીના તમારા જેવા ડાયલાઓ

રવડી પડસે. અને અંતે ફજેત થસે, જેમ પુર્વે નુરેખુદા સાથે ફાંકો રાખનારા રઝડી પડયા હતાં.

આગળ વધીને અમો કહીશું કે **સતપંથ**ની સાંકળમાં તેજ જકડાયલો રહેસે, કે જેના માટે સ્વર્ગનાં સાધનો તથા મુકિતનાં દ્વાર ઉઘાડા હસે. તે સોભાગ્યવંતા પુરૂષો મહાત્માઓની હરોળમાં બીરાજી આનંદકારી **દીવ્ય દર્શન** યાને **દીદાર** મેળવી ફરીથી જનમ મરણનાં ભયથી બચી જઇને હમેશ માટે **અમર પદ**ને પ્રાપ્ત કરી આનંદ મેળવસે. તેવી આશા રાખનારાઓ **ઇમામે ઝમાન**ના ફરમાન અનુસારે હાલી અને ઇસલામની રૂએ **ખુમ્સ** ( દસોદ ) **ઇમામ**નાં દસ્ત મુબારકમાં પોતાનાં ઇમાનની સલામતી સાથે આપસે. તથા મુકરર કરેલા જમાતનાં બંધારણને માન આપી, થતાં ખરચોનું બદલો સઘળી ક્રીયાઓ વખતે હાથ જોડી પોતાના હિત ખાતર અથવા જ્ઞાતિ અભિમાન તરિકે માન જાળવી, પોતે મનુષ્ય ખવાશનુ કૃર્તવ્ય પરિપુર્ણ અમલમાં મેલવે. તેમાં દોષ શો, બોલો પંડિતજી ત્યારે તમારી આર્ય સમાજ શું વગર ખરચે અથવા વગર કર આપે ફકત હવા પર જ ચાલે છે. નહી ? તેમ નથી ? અમોએ તો તમારી સમાજની સ્થિતિ જોઇ તો દયા ખાવા જોગ છે, તે શું ? તો કહીશું કે કેટલાક પ્રસંગોમાં અમોએ તમો સમાજીઓના **સંમેલનો**માં ભાગ લીધેલો ત્યારે ત્યાં હાજર રહેલા તમામ લોકોને પૈસા મેળવવા અપીલ કરવામાં આવી, જેનાં માટે તમારા જાણીતા સમાજીઓએ લાંબા લાંબા લેકચરો કરી લોકોને લોભાવીને સમાજીઓ સીવાયના બહાર વાળાઓ પાસેથી પણ નાણા મેળવવામાં આવ્યા હતા. રીતસર કહીએ

તો તેના પર તમારો કોઈ જાતનો લેહેણો કે કર અથવા હક હતો નહી. ત્યારે એવી રીતે અન્યનાં નાણાઓ તમો હઝમ કરવાને ચુકતા નથી, ત્યારે અજબ જેવું તો એ છે કે અમો અનુયાયીઓ હકદારને હક આપીએ છીએ. તેમાં તમારા જેવા નાદાન પંડિતો વચ્ચે એ કેટલા દોકડાનાં કહેવાશે, તે વાચક વર્ગ સારી રીતે સમજી શકશે.

આગળ ચાલતા લખો છો કે " જેનો હકદાર આચાર્ય હોય છે. ત્યારે પહેલે સમજો કે આચાર્યનો, અર્થ શું ? એમ પુછતાં જણાવીશું કે અમારો **આચાર્ય નામદાર આગાખાન સાહેબ** સીવાય કોઇ નથી જે પોતાના કર લાગુ પાડી શકે, એમ કહેતા કહીશું કે અમારા તો એ નામદાર એકલાજ છે. કે—

" ઇશ્ક "

**સમાયા હુયે જબસે તું આંખોમે મેરે,**
**જીદર દેખતા હું ઉધર તુહી તું હુયે,**



# હ. હશન અલી શાહે (અ)

## ઝોહર ઝળકાવ્યું હતું ?

### સવાલ વીસમો.

આગા સાહેબ ? એજ મુરીદોનાં નાણાથી આપ તથા આપના વડીલોની પરવરીશ કિર્તી તથા ખીતાબો પ્રાપ્ત થયેલા છે, આપના દાદા આગા હુશનઅલી ઈરાનનાં શાહ સામે બળવો કરી, હાર ખાઇ હિન્દુસ્તાનમાં આવ્યાં, હિન્દુસ્તાનના મુરીદોનાં નાણાં મળતા તવંગર થઇ અને કાંઇક લશ્કરી સ્વારોની ભરતી કરી. જનરલ નેપીયર તથા જનરલ નોટની કાંઇક લશ્કરી શાહયતા કરી કિર્તી ખીતાબ અને સાલીઆણાં વીગેરે પ્રાપ્ત કર્યાં, અને તેજ મુરીદો તથા તેમના નાંણાની મહેર-

બાનીથી આપને એટલી ઇજ્જત ખીતાબો અને ડીગ્રીઓ પ્રાપ્ત થઇ છે, તેમાં કાંઇ પણ શંકા લઈ જવાની જગો નથી, કે મુરીદોની હસ્તી ઉપર આપની હસ્તી છે, નહિંતર કાંઇએ નહીં.



## જવાબ વીસમો.

—०:*:०—

### "ઇસારો,"

સત પુરૂષોકી મહિમાંકા, કરે કયા કોઇ બયાન,
શુશ્ક પંડિત શતપંથ ભજ, તો હોવેગા કલ્યાન.

"અલી"






ભ્ના? ધિક્કાર છે, તમારા વીચારો પર કે જે કાંઇજ નહીં અને તદન ખોટું જેમાં સત્ય લગાર પણ નહી, તેનું મારી તોડીને માચડો ઉભો કરવા મથન કરો છો, પણ યાદ રાખજો સાચું એજ સાચ કહેવાશે, અને તમારૂં કુળ કડાકા બંધ પડી ભાંગશે, ને અંતે ધુળમાં ભળી જઈ છીન્ન ભીન્ન થઇ જશે; એ

શું અક્કલ મંદીની બીના છે, કે જ્યાં તદન વીરાન છે, તેને શહેર તરીકે ઓળખાવવા નીકળ્યાં છો તેવું તમારૂં જુઠ્ઠું કહેવું માથા ફરેલાં ગાંડાઓ માનશે, અથવા બાળક સમ બુધ્ધી રાખનારા નાદાનો માનશે, પણ તેને સમજદાર કદી પણ સ્વીકારશે નહી, બલ્કે સાંમે એમ કહેનારને કેવો સમજશે, તે તમો પંડિત હોઇ સમજીને ઇનસાફ કરજો.

પંડિતજી હોશ સંભાલો અને સમજો કે જ્યારથી અમારા પવિત્ર **ઇમામ મૌલાના સાહા હશન અલી શાહ** (અ) આ હિંન્દ ભૂમી પર પોતાનાં કદમ મુબારક મુકયાં, ત્યારથીજ અમો મુરીદોની કિર્તી જગતમાં ફેલાઇને ખીતાબો જેવા કે **બારોનેટ, સરનાઇટ, કે સી આઇ ઈ, કયસરે હિન્દ. જે. પી.** વીગેરેના અમારે ફાળે આવી, વિદ્યામાં આગળ વધ્યા અને બારીસ્ટરો. સોલીસીટરો, વકીલો, જસ્ટીશો, ડાકટરો તથા અનેક જાતની શાઇન્ટીફીક, ડીગ્રીઓ મેળવી મોટા કેળવાયલા કહેવાયા, અને અમારો જે વેપાર ભોગણી અને બકાલીનો હતો, તેમાંથી મટીને મીલના માલેકો થયા, યુરોપ સાથે મોટા વેપારો કરવા લાગ્યાં. માલેકીની મોટી આગબુટો ચાલવા લાગી એકંદરે મોટા મોટા સ્ટેટનાં માલેકો થયાં, અને લક્ષ્મી દેવી અમો મુરીદોને આંગળે રમવા આવી, તેમ વેપાર દેવી તો અમારી દાશી થઇ અને રીધ શીદથી છલ્લા છલ્લ કરી નાંખ્યા, એ સઘળા પ્રતાપ અમારા પાક ઇમામનાંજ છે, એ બધી બરકત અમારા **નામદાર આગાખાન સાહેબ**નીજ છે. તે તમામ સમજદાર ને દ્વેષ રહિત આલમ જાણે છે, માને છે,

અને કબુલ કરે છે, તેનો તમો પંડિત તદન ઉલટો અને એકદમ ખોટો શબક દેવા ચાલ્યા, તે કોઇ પણ નાદાન અથવા મુર્ખ હશે તે પણ કબુલ રાખશે ? નહી ? કારણ એ વીગતો લાંબી મુદતની નથી કે અમારા **આગાખાન સાહેબ** જ્યારે હિન્દમાં તશરીફ નહી રાખતાં હતા, અને હિન્દમાં આવ્યા પછીનાં ચીતાર જોનારા મોજુદ છે. અને તેઓ જે વખતે અમારા ઇમામ હિન્દમાં નહોતા અને હાલ છે, તે બને સ્થિતીનો વર્ણન કરતાં, જમીન આશમાન જેટલો તફાવત દેખાડીને ઇમામની શાહયતામાં અડગપણે રહેવા સુચના કરીને કહે છે, કે અમારૂં જોયેલુ છે. તેમ તમારી કિર્તી અને યશ વહેવારીક રીતે પણ **ઇમામે ઝમાન**નાં આધારે ઉજ્જવલ થશે.

વળી આગળ ચાલતા તમો લખો છો કે " આગા હશનઅલી એરાનનાં શાહા સામે બળવો કરી હાર ખાઇ હીન્દુસ્તાનમાં આવ્યાં" આ વીગતો તમો કયા પુસ્તકોમાંથી મેળવી અને તેનો હવાલો આપતે તો સમજાતે કે તમારી ભુલ નથી. પણ કીતાબના આધારે ભરડીયું નથી જ્યારે તેવી કોઇ જાતની સાબીતી આપી નથી; પણ હા ? સાબેતી હોય કયાંથી જ્યાં દ્વેષ ભાવે પોતાના મગઝમાંથી ઉપાવી ને મન ફાવે તેમ લખવું, ખેર તેનો બદલો મળશે, પણ અમારે જરૂરનું એ છે કે ખરૂં શું છે, તે બાહેર લાવવું, એમ લખતાં કહીશું કે અમારા દરેકે દરેક ઇમામોને પંડિતો યાને મોલવી અને મુલ્લાઓ તરફથી તકલીફ પડતી રહી છે, કારણ ઇમામ સામે પોતાની ઇલ-મીયત ચલાવી અને આલીમપણાંનાં ગુમાનમાં તેઓને ઇમામની શ નાખ પણ પડે નહી, ત્યારે પોતાનો પક્ષ વધારવા અને ઇમામે ઝમાન

સાથે દુશમની કરવા માટે ટુક સમજ ધરાવનારા જાહેલોને ઉશકેરી ને રીતનો બરપા કરે, તે સંજોગ તપાસતાં જ્યારે કાફેરો પુરતા ગુમરાહીમાં પડે અને હક તથા રાસ્તથી બે ખબર થાય, ત્યારે તેવાઓ સામે ન પડતાં, દેશ તજી બીજા દેશમાં વસવું, જેમ **હઝરત મોહમદ મુસ્તફા** (સ) **મકકાને** તજીને **મદીને** આવી રહયાં હતા, જો કે પાછળથી કાફેરોને ખબર પડી કે પયગમ્બર **મકકા** તજીને ચાલ્યાં ગયાં છે, ત્યારે તે બે ઇમાનો પાછળ પડયા તે જ્યારે પયગમ્બર સાહેબ જાણુવા પામ્યાં, ત્યારે થોડો વખત પોતે છુપાઇ રહયાં, તેથી તે બે ઇમાનોને પતો નહી મળવાથી નાશીપાશ થઈ, પાછા વળયા, ત્યારે શું **હઝરત મોહમદ** (સ) બળવો કર્યો કહેવાશે, નહી ? તેવી જ વીગત અમારા **મૌલાના શાહ હશનઅલી શાહ** (અ) માટે થયેલ છે. તે ખરી વીગત ન સમજતા, અંતઃકરણમાં સળગી રહેલી લાહયનાં ભડકા કાઢે તો તેમ કરનારની કમનશીબી છે, પણ જેઓ સાચા છે, તેની તો ખુશ નશીબી છે કે, વિરોધી થઇ જુડી વીગતો જોડી કહાડીને લખે છે, તેને તોડવા સંસારને સત્ય સમજાવવા સચ્ચાઇ પોતે બહાર આવે છે, અને જે જેવો હોય તેની ગણત્રી તેવી થાય છે.

વળી લખો છો કે " હીન્દુસ્તાનના મુરીદોનાં નાણા મળતા મળતા તવગર થઈ અને કાંઈક લશ્કરી સવારોનીભરતી કરી " તેના જવાબમાં કહીશું કે જે વખતે **નામદાર આગા શાહ હશનઅલી શાહ** (અ) હીન્દ ખાતે પગલો મુકયો તે અગાઉ લડાઇ તો ચાલુ હતી, જ્યારે કે હીન્દુસ્તાન તેવણુ નામદાર જોવા પણ પામ્યાં નહોતા, તે સંજોગો વચ્ચે કેટલાક એરાની મુરીદો નામદારની સાથે હતા, અને તરત આવતાં વાર નામદાર **બ્રીટીશ ગવ્હરમેન્ટને** પોતાનાં બાદશાહી

લોહીનાં હીસાબે એકલે હાથે કોઇની પણ આશા અથવા મદદ વગર પોતાનો પાવર ઝળકાવી, પુરતી બ્રીટીશ પ્રત્યે વફાદારી જાહેર કરી તેથી **જનરલ નેપીયર તથા જનરલ નોટને** એકાએક અજબ મદદ પરદેશીની મળવા પામી, અને તે મદદ એવી નીવડી કે જે **મહાન બ્રીટીન**ના બાદશાહી ચોપડાઓમાં સોનેરી અક્ષરે નોંધ થવા પામી, અને તેજ વફાદારીથી મદદ પોતાનાં વડાલોને પગલે ચાલીને હાલનાં **અમારા હાઝર ઇમામ હજરત મૌલાના આગાખાન સર સુલતાન મહમદશાહ** આપી રહયા છે, જેના માટે **આપણી બ્રીટીશ સહેનશાહ** આભારી છે, એમ ખુલ્લે ખુલ્લુ જાહેર છાપાઓ સ્વીકારે છે. તે પરથી અમોને શીખ્ય કરવાનું એટલુંજ છે, કે એ નામદાર ઇમામનાં કર્તવ્ય જે છે. તે દુનીયા ઉપર એક રેકોર્ડ માફક છે, તેવડે જ્ઞાની એ સાહેબે ઝમાનને ઇમાનની આંખોથી ઓળખીને પવિત્ર પાત્ર ગણે છે, નહી તો બતાવો તમારાં સમાજીઓ એવા ઘણા બાંકા મારનારાઓ છે, પણ કોઇએ કાંઇ કરી બતાવ્યું છે, જેની કોઇ પ્રજાના હૃદય પર છાપ હોએ, નહી તો જુઓ **નામદાર આગાખાન સાહેબે** એવી વફાદારી કીધી છે, કે તેનો તોલ થવો કઠીણ છે તેમ તેની સાથે પોતાના જીવને જોખમે એવી મદદ રાજને કરી છે, કે જે સાધારણ મનુષ્ય કદી પણ કરી શકે નહી, છેવટે કહીશું કે એ સઘળા મુદ્દાઓને તપાસતા **નામદાર શાહ હશનઅલી શાહ** હીન્દ પધાર્યા તે વખતે ન તો તેવણે કોઇ લશ્કર ઉભો કર્યો. અથવા ન તો તેવણને મુરીદોની મદદ મળવા પામી હતી, પણ ખરૂં જોતાં પોતાનો ઇમામી ઝોહર ઝળકાવીને મહાન યોધ્ધાઓને છક કરી નાખયું, એ તેનોજ

પરિણામ છે, તેથી તમારૂ લખવું તદન ખોટું ઠરે છે,

છેવટે લખો છો કે "મુરીદોનીહસ્તી પર આપની હસ્તી છે" એ તો ખરૂ છું કે ખુદાની હસ્તી બંદાઓ થકી છે, નહી તો ખુદાને ઓળખે કોણ, અથવા ખુદા શું છે તે સમજે કેમ, પણ તમારા એ અવડાઇ ભરેલાં લખાણો તમોને અંધારી ગારમાં ઘસડીજઇ હમેશા માટે ઇમાન વગરનાં બનાવી દેશે, તેનાં માટે એબરત પકડો કે અમારા પહેલાં **ઇમામ હઝરત અલી** (અ) શું ફરમાવે છે કેઃ-

## કલામે અલી

### અનલ લઝી ઇન અમુત લમ અમુત

**અર્થ**—મારો જીસ્મ મરે છે હું મરતો નથી.

એજ નુરે **નુર નામદાર આગાખાન સાહેબ** પોતાની પવિત્ર શકિત વડે ઇચ્છાને અનુસાર કરી શકે છે. અને તેને વિરૂદ્ધ દરેક જમાનામાં મુનકેરો મુર્ખો અને બેવકુફો થતાં આવ્યાં છે; તે વિરૂદ્ધાઇનાં સંજોગ વચ્ચે એ મહાન વ્યકિત પોતાના પુરા પ્રભાવ વડે બાહેર આવી આકેબત ખરાબ કરનારાઓને શમજુતી આપવા માટે આવે છે, છતાં તે કાફેરો તે મહા પુરૂષની મહિમા પોતાનાં જુહાણાંના ગર્વમાં સમજી સકતા નથી. ત્યારે તે હલકા થાએ છે, અને એ મહા પુરૂષની સેવા કરવા વાળાને અમર આનંદ પ્રાપ્ત થાય છે, એ સઘળા સંજોગો તપાસતા કહો મુરીદોનાં આપવાથી "ઇજ્જત ખેતાબો અને ડીગ્રીઓ પ્રાપ્ત કરી" કહો

હવે એ એટલા વીવેચન કરવા પછી તમારે એમ કહેવાને મોઢું રહયું છે, કે "**મઝહરે ઝાતે ખુદા**" માટે કાંઇ પણ મત બાંધી શકો, માટે તમારા દીલ માંહેલી શંકા ભરેલી જગા ખાલી કરો. અને સમજો કે એ **નામદાર આગાખાન સાહેબ**ની હસ્તી એ દુનીયાંની હસ્તી છે, એ નામદારની મોજુદગી એ ભવિષ્યની શાન્તિની મોજુદગી છે, અને એ નામદારની **હય્યુલ કયીમ** હયાત અને કાયમની જાત એ ઇમાનદારોની સલામતી છે, તેનાં માટે જુઓ નીચેનો શાહેર જેનો **તખલ્લુશ "એખલાશ"** છે તે શું કહે છે, તે સાંભળીને સીખામણ પકડો, અને પગ તળે બળે છે, તેને બુજાવવાની તજવીજ કરો, બાકી ડુંગરે દીવા કરવા માટેનો તજી દયો કારણ તમારો તે હોશલો નથી, સબબ કે તમો સચ્ચાઇથી ઘણો ફાશલો રાખાનારા છો, પણ અમો તો એમ માનીયે છીએ કે:—

## ખુદાઅલી.

**અય મોમીનો નહીં હયે, ખુદા સે જુદા અલી,**
**હમ બંદે હયે ઉસીકે, ખુદા હયે ખુદા અલી.**

**"એખલાશ."**



# યાદ રાખજો ઇસલાંમ અમારૂ છે.

## સવાલ એકવીસમું.



આગા સાહેબ ? હવે આપ જો પોતાનાં ગીરેબાંનમાં મુખ નાખીને જુઓ, બારીક વિચાર કરો, અને બતાવો કે જે ભોળા લોકોની કમાણી ઉપર આપે જે જાહોજલાલી હાંસલ કીધી છે, તેમને જુઠા જાદુઓના ઉજળા બગીચાઓ દેખાડી, જુઠી લાલચોમાં ફસાવો છો, કે મુરીદોને સવા-લાખ વર્ષનું જગતનું રાજ્ય આપીશ. સ્વર્ગ હુરેગીલ્માન અરદલીમાં ફરેસ્તાઓ, ખજાના, તથા સોનાં ચાંદીનાં મહેલો આપીશ, તો શું તેવા વાયદાઓ અને જીભનાં લબરકા

સિવાય આજ દીન સુધી. બીજો કયો આત્મિક, શારિરીક, આર્થિક, નૈતિક વીગેરે લાભ તેમને આપેલો છે, તેમને આપ જાહેર જુદા મળેલા છો, અને રાત્રી દીવસ નજરાણાના બદલામાં આપના દીદાર અને આપની લીકા તો નસીબ થાય છે, એટલું છતાં પણ તેઓ એવા તો દુર્ગુણી અને સારી રીત ભાતથી પડી ગએલા છે, કે અન્યો અન્ય એકબીજાની પરણેલી સ્ત્રીઓને ભગાવી જઇ જાહેર રીતે પોતાની પાસે રાખે છે, બીજાઓને પડતા મુકી પોતાનાં હમદીન ભાઇઓની ચોરીઓ કરે છે, મતલબ કે બીજા અનેક બદકામો કરે છે, કે જે ખરેખર અજ્ઞાન અને પછાત પડી ગએલા વર્ગના લોકોથી થઇ શકે છે, માટે આપના મુરીદોની આત્મિક, નૈતિક, આર્થિક વીગેરે સ્થિતિ તદન પછાત પડેલી છે, અને આપ તે ભોળા લોકોના પસીનાની કમાણીનાં નાણાંનો મોટો ભાગ રાત્રી દીવસ યુરોપની મુસાફરી અને અમન ચમનમાં ઉડાવો છો, અને કાંઇક મુસલમાનોની કોલેજો અને મસજીદો, અને તુર્કી તથા બાલકન લડાઇના ફાળામાં આપો છો.

—:o:—

# જવાબ એકવીસમું.

—o:*:o—

## " દાયલા. "

—:*:—

આ કલજુગમાંહે દાયલા જાજા, પારકી જાણે પીડ,
પગમાં બળે તેને બુજાવે નહી, જેના મગઝ ખાઇ ગયા કીડ,
ડાહી વાતો જાણી લીધીરે. " હીન્દુએ તો હીંમત કીધી "

" વરતેજી "




ડિતજી ? એ તમારા સવાલમાં તમોએ એક એવો કનીષ્ટ કૃત્ય કર્યો છે જેની મરવા પછી પણ માફી મળવી મુશકેલ છે, જેમ અમારો પરવરદીગાર ફરમાવે છે કે.

**સઅલા સાએલુન બે અઝાબીન.**

**અર્થ—સવાલ કરનારાએ આખરતનાં અઝાબ માટે સવાલ કર્યો છે.**

એકંદર લખતાં કહીશું કે તમારા સવાલો ફકત ઉધ્ધતાઈ ભરેલા અને દાંભિક છે, કાંઇ રસ્તો મેળવવા કે ઉપદેશ મેળવવા

માટે નથી, પણ એક જાતનો જગતમાં પ્રીતનો બરપા કરી ઉશકેરણી ફેલાવવી એ મુખ્ય તમારી નજીશ નેમ છે, પણ યાદ રાખજો પ્રીતનો ફેલાવનારને **અલ્લાહ** ત્થા તેનો **રસુલ મોહમદ મુસ્તફા** ( સ ) લાંનત કરે છે, તે વિચાર કરતાં પંડિતજી તમારો આમાલ નામુ કાળુ ચીતરવાને મુકી આપો.

શું **રામચંદ્રજી**ના વખતમાં તથા **શ્રી કૃષ્ણ**નાં ઝમાનામાં દાણવો, એ મહાત્માઓથી વિરૂધ્ધાઇ ઓછી કરતા હતાં. પણ તેઓ શું કરી શકયા ? કાંઇ નહી ? સામે બદનામ થયા બરબાદ થયા અને દુનીઆમાંથી સુફેદી વગરનો મોંહું લઇને જગતની બત્રીશીએ બદ બોલાણા, તેવીજ રીતે અમારા **પવિત્ર નબી મોહમદ** ( સ ) ની સામે મુનાફીકોએ જંગ કર્યાં કાફેરોએ ખોટા તોહમતો મુકયાં પણ અંતે **સત્ય જય**, અને **સચેકી બોલ બાલા પાપી પાખંડી કા મુહ કાલા** ની કહેવત મુજબ થવા પામ્યું. તે પ્રમાણે અમારા **શાહ-નુમા હઝરત અલી** ( અ ) થી આજ વેર **હીઝ હાઇનેસ નામદાર આગાખાન** સાહેબની અમર કીર્તિ અને ઝળકતી જાહોજલાલી નંહી શાખી શકનારા દુરાગ્રહીઓ સામે થતાં આવ્યા છે. તેના માટે પંડિતજી ઇતીહાશો તપાસી જુઓ તો તે સામે પડનારોનું નાશ થતાં, અપકિર્તી શાથે વહોરી ગયા છે, અને એ **સતપંથ**નું ઘર તો આબાદ અને અઝીમુશાન છે, તો તમો એ જે બીડું ઝડપયું છે. તે મુજબ હમેશા થતું રહયું છે કાંઇ નવું ઉકાળ્યું નથી જેથી અમોને હર્ષ કે શોક હોયજ નહીં.

ફીષ્ના, તમો બન્ને આંખે સરખો જોઇ શકતા નથી. નહીં તો એમ નહીં લખતે, કે " આપના મુરેદોની આત્મિક, શારિરીક, નૈતિક, અને આર્થિક વીગેરે સ્થિતી તદન પછાત પડેલી છે, " હવે પહેલે જરૂરનું છે કે આત્મિક બળ **આગાખાનીઓનો** તપાસતાં તમામ દુનીયા બે આંખે જોનાર કહે છે. કે પહેલી પંકિતએ છે, સબબ કે અમો આત્મિક વિદ્યાનાં અધીકારી હોવાથી અને આત્માના બળવડે પરમાત્માને મેળવવાથી તમારા જેવા ફકત નામધારી પંડિતો તે દરઝો નહીં સમજવાને લીધે વિરૂધ્ધ જઇને પોતાના બખાળા કાઢીને વગોવે છે, જેમ દરેક ઝમાનામાં આત્મિક ઉત્તમત્તા ધરાવનારા સાંમે નાસ્તિકો નગુણા થયા છે, બસ આત્મિક ખુબીઓ ધરાવનાર અને આગળ વધેલાની એ નીશાની છે, બીજી શારિરીક માટે કહેતાં કહીશું કે અમારા ધાર્મિક ધોરણે સુસ્ત પડયા રહેવું અથવા નાના પ્રકારનાં શરીરને સુખ દેવા, અને શરીર જેથી પાયમાલ થાય તેવી કેફી વસ્તુઓનું સેવન કરવો એ હરામ છે. તેથી અમારી શારિરીક સંપતિ ટકી રહે છે.

ત્રીજું આર્થિક, અને નૈતિક, એ ખાસ તમામ વર્ગોથી વધીને અમો કહીશું કે નીતિ એજ અમારો ધર્મ છે, અને સઘળાના લાભો જાળવવા એજ અમારો કર્મ છે, તેમાં તમારી શું શક્તિ છે, કે **નયોગ** જેવી અનિતી ભરેલી ક્રિયાને વળગી રહી અને તમામ ધર્મો પ્રત્યે બેવફા બનીને **આગાખાનીઓ** માટે કશું પણ બોલી શકો, અથવા બોલો તેમાં હળધુત થયા સિવાય પાઘડી બાંધી શકો? નહીં કદી નહીં ?

પંડિતજી તમો દ્વેષભાવ તજીને ખરી આંખે જુઓ તો ફક્ત **મોક્ષનો ભભરકો અને ગાંઠનાં ગોપીચંદ** એ સુકે સુકી રીતી તમારા સમાજીઓની છે. કારણ તેમ જો નહતે અને સત્ય જેવું કાંઇ સાર સમજાવવાનો પ્રયત્ન કરતે તો હરગીઝ એ ફુનીયાદ દુનીયાની લાલચો તુચ્છ ગણીને જે પગલે પીર, પયગમ્બર, ઓલીઆ, અંબીયા, દેવ, દેવતાઓ હાલી ગયા છે, તે તરફ વહેન કરવાનું શિક્ષણ આપતે, પણ તે તમારામાં છેજ ક્યાં, નહીં તો આમ લખતા શરમાતે કે "એકબીજાની પરણેલી સ્ત્રીઓને ભગવી જઇ જાહેર રીતે પોતા પાસે રાખે છે" શું એમ લખવું અથવા બોલવું તે ઇનશાનીયત છે, અથવા સદાચરણથી નહીં ચાલનારા પાપીઓ આવા અકૃત્ય કરે, તેનાં માટે ધર્મ અથવા ધર્મના મુરશીદનો દોષ શો? તમારી સમાજના મેમ્બરો પાપી પ્રેરણામાં પ્રવૃતા નથી, અથવા તમામ પાપથી બચી સત્યપર ચાલનારા છે, નહીં તેમ બનવું અશકય છે, તેમ કદાચ ઉપર વર્ણવેલા મુજબ ખોટી રીતે આગાખાનીમાં ખપતો એક મેમ્બર એવાં કુકર્મોમાં સપડાયલો હોય તેથી બીજાઓને શું? એ તો કરશે તે ભરશે? એવાં પીળાં વસ્ત્રો પહેરી ભર વસ્તીમાં અનેક ધુતાઓ, લોકોને ભરમાવવા ભમે છે, ને પોતા માટે પાપો વહોરી લેછે, તેથી તમામ વસ્ત્રધારી ખોટા ઠરતા નથી.

દાખલા તરીકે આપણી **મહાન બ્રીટીશ ગવ્હરમેંટના** કાયદા કાનુનો અદલ છે. અને તે તમામ પ્રજાને જાહેર કરવામાં આવ્યાં છે કે

ચોરી કરનારને **શન્ટેશ**, મારા મારી કરનારને દંડ, અને ખુન કરનારને **ફાંસી**,ની સજા કરવામાં આવે છે. એવું સમજવા છતાં કેટલાંક ડામીઝો તેવા ગુન્હા કરે છે. તેને પરિણામે તે સજા ભોગવે છે. શું, તેથી તમામ પ્રજા ડામીઝ ગણાશે ! નહીં કદી નહી, છતાં તમામ પ્રજાને ગુન્હેગાર ગણનાર પોતે કેવો ગણાવવો જોઇએ, તે એ સવાલ સ્પષ્ટ સુચવે છે કે, જેની આંખે કમળો થયો હોય તે સઘળું પીળુ જુએ, નહીં તો પોતાનાં પંથમાં **નીયોગ** જેવી ભુંડી પ્રથા પડેલી હોઇ જેને એક રીતે વ્યભિચારમાં ગણી શકીયે તે તરફ આંખ વીચામણાં કરીને અને એક કોમ જે અનીતિથી હજારો કોશો દુર રહેનાર અને નીતિને જ ધર્મ સમજનાર પ્રજાનાં સાહેબને સવાલ પુછ્યા પહેલે પોતાની પીઠ જોતે, પણ જેને ઝગડો ફેલાવવો હોય તેને તો લખવાથીજ કામ, બાકી વીચારતો વીચારશીલ કરે એમ કહીને પંડિતજી પ્રત્યે પ્રેમભાવથી કહીશું કે બંધુ કાંઇ વીચારથી લખો.

આગળ લખતાં તમો જણાવો છો કે "ભોળા લોકોના પંસીઆંની કમાણીનાં નાણાનો મોટો ભાગ રાત્રી દીવસ યુરોપની મુસાફરી અને અમન ચમનમાં ઉડાવો છો." "અને કાંઇકિ મુસલમાનોની **કોલેજો મસજીદો** પ્રથમ લખતાં કહીશું કે ભોળા કોને સમજવા તે અગાઉના જવાબોમાં અનેક સ્થળે સ્પષ્ટ કરેલ છે. તે પડતો મુકી વધીને કહીશું કે **નામદાર આગાખાન સાહેબ** યુરોપ તરફ જાય છે, તે અમો અનુયાયીઓ માટે ના આર્થિક પ્રયોજના અર્થે જાય છે. જો કે અમારા નામદાર સાહેબ ઇચ્છે તો અત્રે બીરાજી સઘળું કરી શકે છે, પણ દરેક કાર્ય સાથે કારણ સમાએલું રહે છે. નહી તો પરવરદીગાર

ઇચ્છતે તો એક પળ માં આખી સૃષ્ટિ ઉપાવી શકતે. છતાં છ દીવસ લગાડયાં તેનો હેતુ શુ ? તેજ પ્રમાણે મહાન આત્માઓનાં કૃત્યો હોય છે. એટલે તે મુદ્દા પર ભાર દઇને અમો એટલુંજ બોલવા માંગીએ છીએ, કે અમારા ભલા માટે અમારા લાભો સાચવવા માટે એકંદર અમારી જ ભલાઈ માટે જાય છે, તે પર તમોને લાગી આવવું નિરર્થક છે. ફોકટ છે. અને કોલેજો તથા મસજીદો માટે નાણા ખરચો છો એ ઈતરાઝ વળી કાંઇક નવું છે બ્લકે ઇસલામ તરફ પંડિતજીની હમદર્દીનો એક આબેહુબ નમુનો છે. આફ્રીન સંતપુરૂષોએ સત્ય કહયું છે. કે અવસ્ય પાપ પ્રગટ થયા વિન્યા રહેતો નથી, તેને જાહેરીમાં લાવતા કહીશું કે ઇસલામીઓ અમારા છે. ઇસલામ અમારૂ છે અને અમારો **અલ્લાહ** તથા **પયગમ્બર** એકજ છે. તેથી એક જ છીએ. અને એકજ રહીશું. આગળ વધીને જે **અથર્વ વેદની અલ્લો ઉપનીષદ** ને આધારે તમોને પણ આમંત્રણ કરીશુ કે અમારા બની રહેવા ઉતાવળે ધાઓ અને આવી મળી દીલોજાનથી એક થઇ જાઓ, કારણ તમારાં અમારા વચ્ચે પુર્વનો સંબંધ છે, તેથી એવું કરશો નહીં કે, " **ભેંસ આગળ ભીંગલ** "

શ્લોક.

**ह्रां अल्लो रसुल महमद रकबरस्य अल्लो अल्ला आदल्ला बुकमेकक अल्लो बुकं निखात कम् ॥ ३ ॥**

" અલ્લોઉપનિષદ " " અથર્વ વેદ "



# શું સત્યપંથ નાબુદગીની નીશાની છે ?

## સવાલ બાવીસમું,



આગા સાહેબ ? આપજ ફરમાવો, કે એ કયા મઝહબમાં જાયેઝ તથા કયાનો ઇનસાફ છે, કે મુરીદોથી આપને એવડો મોટો લાભ મળે છે. હવે તે બાપળા ભોળા મુરીદોને કાંઇ પણ લાભ ન પહોંચાડતાં ઉલટી તેમની કોમી હસ્તી અને તેમના વડીલોના નામો નીશાનને નાબુદ બનાવી તેમને સીયા ઇમામી ઇસમાયલી યાને આગાખાની મુસલમાન બનાવો છો. આપની શાન તો ઘણી મોટી છે, એક હલકામાં હલકા માણસને ઘટારત નથી, કે જે બાગનાં વૃક્ષો, ફળો. તથા પુલોથી તેણે પરવરીશ તથા જાહોજલાલી મેળવી હોય, તે તે બાગ અને તેનાં પુલ ફળોનું સાધારણ રૂપાંતર કરવા માટે તરતજ તેનાં નામો નીશાન પણ રહેવા ન દે. અથવા જે ગાય વીગેરે ઉપયોગી પશુઓ આગળથી વરસોના વરસો

લગી દુધ, મલાઈ, માખણ, વીગેરે વસ્તુઓ મેળવી, અમન ચમન ઉડાવ્યો હોય તેને એકદમ કસાઈઓને હવાલે સુપ્રત કરી આપે.

—:o:—

## જવાબ બાવીશમું.

## એ પીર.

—:o:—

એ પીર ઈબાદત મજુર ના પડેગી,
ક્યા લેકે કરેગા વહાં, તુ હુર ઔર કસુર,
"અલીમ"



કી ...ના ? કહો સમજાવો, સમજ સિવાય બકવાટ કરવો એ કયા દાના મનુષ્યનું કર્તવ્ય છે, એમ લખીને પુછીશું કે તમો જે લખો છો કે "એ કયા મઝહબમાં જાયેઝ છે; તથા કયાનો ઇનસાફ છે, કે મુરીદોથી આપુને એવડો મોટો લાભ મળે" તે તરફ રજુ થતાં કહીશું કે એ કયાંની રીત છે. જે અજાણ્યાં હોવા છતાં જાણુપણુનો દંભ કરવો, નહીં તો તપાસી જુઓ ઇસલામમાં

પુરેપુરી ફરજ છે; કે **માલેવાઝબાત** વક્તનાં ઇમામને સપુર્દ કરવો, એ ખરા હકીકતી ની ઇમાનદારી અને મારફત વાળાઓ ની મત છે.

આગળ ચાલતાં ડહાપણ ડોળતાં કહો છો કે "તેમની કોમી હસતી અને તેમનાં વડીલોના નામો નીશાનને નાબુદ બનાવી તેમને શીયા ઇમામી ઇસમાઇલી યાને આગાખાની મુસલમાન બનાવો છો" એ સવાલના જવાબમાં કહીશું કે કોમી હસતી અને વડીલોનાં નામો તેઓનાંજ નાબુદ થાય છે, જેઓ **શુંન્ય** પુજાને વળગી રહ્યા છે, અને ધર્મને બહાને **નીયોગ** જેવી અનીતીપર વર્તન કરે છે, તથા નાસ્તિક બુદ્ધી ધરાવી વિષ્યભોગમાં લુબ્ધ બની પોતાની **હસ્તી** ને **નેસતી** તરફ ધસડી લઇ જાય છે, બાકી અમો **સતપથીયો** તેવા નાબુદગી તરફ ધસડાતાઓને અટકાવી, ખરે રસ્તે એટલે સતપંથે ચહડાવી, તેને **જાગતી જ્યોત** યાને **નુરઝહુર** તરફ લઈ અને અમરપદે ચહડાવવા મથન કરીએ છીએ, તેમાં જે ભાગ્યવાન અને બુદ્ધીમાન હશે તેજ આવશે, અને જે બંધવો સતપંથે ચડે છે, તે સતપંથની ક્રીયાઓનાં બળવડે જનમ મરણથી બચી જઈ, **બકાની** વાને **અમર** હસતી મેળવે છે, અને છેવટ સુધી નીભનાર દીન ભાઇઓના ડાયરામાં ભળે છે. તેથી મતલબી સગાં વહાલાંઓ, તથા લાલચુ લબરકા મેળવનારાઓથી છુટી લોક લજા તજી, ખોટી મોહજાળને છુટી મુકી **પરમપદ** હાંસલ કરે છે. તે દરેક રીતે ઇનસાફની રૂએ જાયેઝ છે,

પંડિતજી યાદ રાખજો જે બંધવો ધર્મ ખાતર નાત જાત તજસે, તે જાતવાંન બનશે, હસત્તીમાંથી નાબુદ થશે તે **બુદ** (હોવા) નાં

ચીન્હો દાખવે છે, નીશાનની વડાઇ પછવાડે નહી દોડશે, તેને **શાન** મળશે, એકંદર વડપણના કુવામાં ખુડી મરવા નહી જશે. તેને વડાઇ ભેટશે, જેમ. કવિ ઇબ્રાહીમ જુસબ વરતેજી લખે છે કે:—

**દ્રષ્ટાંત.**

**બાપના કુવામાં બુડી મરવાનું, સુચવે કુડો ઉપાય,**
**બોલનારા નહી બોડનારો એ સત્ય ને વિરૂધ્ધ જાય.**
**સાચી વાતો હોય છે સીધી.**

"વરતેજી"

માટે હે ? પંડિતો ભ્રમણાંમાં ભમાવનારાઓ સત્યને ઢાંકવા માટે નાત જાત વીગેરે દુન્યવી દાખલાઓ અને દલીલો આપી, બાપડાઓની આવતી જીંદગી યાને આકેબત ખરાબ કરવા માટે બહાર નહી પડો. શું ? હલકા માણસને ઘટારત છે કે દુનીયાની સપાટી પર મહાભારત પ્રયાસો કરી અને **સતપંથ**ને ખડો કરે, નહી ? તેની વ્યકિતથી એવો ઊતમ કાર્ય કદી પણ બને નહી ? એ કૃતવ્ય તો ફકત કૃતધ્નહ પુરૂષનો જ છે, જે દુનીયાની તમામ આત્માઓ પર મહાન આત્મા હોય, માટે તમારો એ એતરાઝ ફુલો ઠરે છે. અને અફસોસ સાથે લખવું પડે છે કે જે દલીલ તમોએ આપી છે કે " જે બાગના વૃક્ષો ફળો તથા ફુલોથી તેણે પર વરીશ તથા જાહોજલાલી મેળવી હોય તે તે બાગ અને તેનાં ફુલ ફલોનું સાધારણ રૂપાંતર કરવા માટે તુરત જ તેનું નામો નીશાન પણ રહેવા નદે," એથી લેખકનો હેતુ શું છે. તે સમજાતું નથી. કે કઇ વીગત પર ઇતરાઝ કરેલ છે. છતાં અમો આગળ વધીને લખીશું કે એક બાગ-

બાને મહોબતથી એક બગીચો બનાવી તેમાં ફળો ફુલો અથવા મેવાઓ ઉગાડેલાં હોય તો શું તે બીજાઓ માટે છે, નહી ? પણ માલેકે બગીચા પછવાડે જે શ્રમ ઉપાડી તેને આબાદ કર્યો હોય, ફરીથી તે તેનો નાશ કરે, સ્વભાવીક એમ બનવું અશકય છે. અને તે માલેકનો નાશ કરવાનો વીચાર હોય તો પ્રથમ તે બગીચા પછવાડે મહેનત લેવાનું હેતું, શું ? એ પરથી સાબીત થાય છે કે ભુલ ભરેલી રીતે વિરૂધ્ધ જોનારની ભુલ છે,

આગળ લખતા કહીશું કે જે બગીચાનો બાગબાન હોય તેને રાત દીવસ એજ ખ્યાલ ગુજરતા હોય, કે એ વૃક્ષો જોરદાર કેમ બને તેનાં માટે ઉપયોગી પાણી સીંચી અને જરૂરી ખાતર આપું, એમ કરી હમેશાં માટે તે જગ્યાને રસાતાળ બનાવે પણ તે ઇલાજોનો અનર્થ ઉઠાવનાર બાજુનાં વેરાન બગીચાનો માલેક હોય છે, જે દ્વેષ ભાવમાં પ્રફુલીત બગીચા પર ખોટા આક્ષેપો મુકીને વગોવે છે, તેવાંઓની ઇચ્છા પામી જવાથી અમો કહી ચુકયા છીએ કે.

## જવાસાનો છોડ.

**વૃષ્ટિ વરસ્તા પોષાય વૃક્ષો બળે જવાશાનો છોડ,**
**એવા અદેખા આર્ય સમાજી કરવા માંડી તાણુ તોણ,**
**નીંદા સાચા ધર્મની કીધી.**

"વરતેજી"



# શું ફરજનદારી ને માલેકીની કરી લેવી ઠીક નથી ?

## સવાલ ત્રેવીસમું.

—:*:—

આગા સાહેબ ? એ વાત કબુલ રાખીએ, કે હવે આ બાગ પ્રથમના જેવો વિશેષ ફળ, ફુલ આપવાને લાયકનો નહી રહ્યો હોય, અથવા ગાય પુરેપુરૂં દુધ ન આપી શકતિ હોય તોપણ આપ જેવા મોતેબર ગ્રહસ્થની શાનને એ ઘટારત નથી, કે બાગને ભસ્મ કરી તોડી પાડવાને અથવા તો ગાયને ઝબે કરવા માટે બીજાઓને સુપ્રત કરી આપો આપનું આ કાર્ય તદન ન્યાય વિરૂધ્ધ છે.

# જવાબ ત્રેવીસમું,



"દોહરો"

યે જુગ એસા આંધળા, જેસા અંધા કુમ,
માંગ્યો હી માંગ્યો કરે, દાતા ગીને ન શુમ.

"કબીર"






બ્ના ? આફ્રીન છે તમારી સમજ વગરની સમજુતીપર કે જ્યાં કાંઇએ નથી ત્યાં સઘળું છે; એમ લખી પોતાની પત ગુમાવો છો, અને જનસમાજમાં હલકા પડો છો, કારણ કે તમો લખો છો જે "આ ભાગ પ્રથમના જેવો વિશેષ ફળફુલ આપવાને લાયકનો નહી રહયો હોય" એમ લખવું એ તમારી મંદ પડી ગએલી કપોલ-કલ્પિત કથા છે. બાકી **નામદાર આગાખાન સાહેબનો** બગીચો સૃષ્ટિની શરૂઆતથી ગુલઝાર અને પ્રફુલ્લીત છે, અને દિવસો દિવસ વધારે લીલોછમ થતો જાય છે, અને કયામત એટલે પ્રલયકાળ સુધી આબાદ એવોજ રહેશે એ નિશંશય છે, છતાં એવી રીતે લખવામાં તમોએ ભુલ કરી નથી. સબબ કે તમારા મનાતા ગુરૂ દયાનંદ સરસ્વતીનો શિક્ષણુજ એવો હતો, અનુયાયીઓએ હમેશાં કાળી બાજુ વલણ કરવી તે પ્રમાણે તમોએ કર્યું છે.

અલબત, આગળ ચાલતાં અમો એટલું તો જરૂર સ્વીકારીશું, કે જે જમીનમાં પાક સારો નીપજતો હોય, અને તે જો **ફરજનદારી** હોય તો અવશ્ય તેનાં તરફ વધારે ધ્યાન આપી **અજરા અમર** પટ બનાવીને જરૂર **માલેકી**ની કરી લઇએ છીએ, તેથી ફરજનદારીવાળાઓનો હક ભષ્મ થતાં **હાય વાવયલા** કરે છે, અને પેટ બળતા ગામ બારવા માટે બાહેર પડી પોતાની ફજેત કરાવી વીરામ પામી જાય છે.

આગળ ચાલતા તમો લખો છો કે " ગાયને ઝબ્બે કરવા માટે બીજાઓને સુપ્રત કરી આપો, " તેના ઉપર ટીકા કરતા કહીશું કે ઝબ્બે કરવું, રેશી નાંખવું એ તો તમો જાણો કારણ એ શબ્દોથી અમોને કાંઇ પણ લાગતું વળગતું નથી. બાકી તમો એક વિરોદ્ધિ હોઇ **નામદાર આગાખાન સાહેબ**ની શાનમાં કિર્તી મય શબ્દો ઓચરો એજ **નુરેખુદા**નો પાવર અને જ્યોતિનો ઝળકાટ છે. બાકી જુઓ:—

**પંડિત.**

**પોથી પંડિત પડી પડી થાકયાં.**
**તે સતપંથ વિન્યા નહીં પાકયાં.**

**" ચુનારા "**

માટે પંડિતજી સતપંથ ગ્રહણ કરશો ત્યારે જ તમોને શાન આવશે અને સત્ય શું છે તે પોતાની મેળે સુઝશે.

તેમજ તમો લખો છો કે " બીજાઓને સુપ્રત કરી આપો આપનું આ કાર્ય તદન ન્યાય વિરૂધ્ધ છે." તેનાં જવાબમાં કહીશું કે તે તમારા

માટે બીજા છે, પણ જે શખશ " **કલમેગો** છે, તે અમારામાં જાયા ભાઇ છે. અને અમો સર્વે એક જ, બાપના બેટા છીએ. તેમાં કોઇએ કેળવણી ઓછી મેળવી હસે, તેનાં વીચારો ટુંકા હશે, કોઇએ પુરી કેળવણી કાબીલ મુરશદનાં હાથે મેળવી હશે તેના વિચારો વિશાળ હશે, તો તેનાં લીધે મત મતાંતરોમાં પણ ફેર દેખાશે. છતાં તત્વ તપાસવામાં આવશે, તો અમો સઘળાનું હેતુ એજ છે, કે અમો ઇસલામ છીએ, અને તેથી ચુકતેની સફાયત પણ એકના હાથમાં જ છે, પછી કોઇ **સરીયત**નીસડક પર ચાલ્યા કરે છે, તો કોઇ **તરીકત** નાં તરીકાને એખતયાર કરે છે, ત્યારે કોઇ **હકીકત**ની ખરી બીના જાણી **હકને** ઓળખે છે, અને કોઇ **મારેફત**માં મળી અને **વશલેયાર** એટલે **દીદારે ખુદા** પામે છે, એ ચારે તરીકા એવા છે કે એકથી વધી બીજા પર જવાય છે અને છેવટે છેલા તરીકા **સુફી**માં પહોંચાય ત્યારે જ જીવનો કાર્ય થાય, તે તેની શરૂઆત એકડે એકથી થાય છે. તે એકડે એક સરીયત છે. એમ સીધ્ધ કરતા કહીશુ કે રસ્તો એકજ હોવાથી વહેલા મોળા ભેટીને એકંદરે એક બનીશું એમ સમજી અમારા બીરાદરો તમારી ઉશકેરણીથી બહેકી નહી જતાં, તમારા દાંભિક લખાણોને કચરાની ટોપલીને સ્વાધીન કરીને પોતાનો ખરેખરો ધર્મ બજાવ્યો છે, એમ અમોને પાકે પાયે જાણુ થઇ છે. તે તમો પણ સારી રીતે સમજી ચુકા હશો, માટે મહેરબાન પંડિતજી એ તમારૂં પોકળ ખુલ્લી જઇને તમોને જવાબ કરે છે, તેથી દીમાગ હોય તો એબરત પકડો અને હમેશાં માટે તોબા કરીને કહો કે

**શ્લોક.**

**रुचं नोधेहि ब्राह्मणेषु रुचं राज सु नस्कृधि**
**रुचं विश्वेषु शूद्रेषु मयि धेहि रुचारुचम ॥**

"યજુર્વ વેદ."

**અર્થ:**—અમારામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વઈશ્યો અને શુદ્ર ઉપર સ્નેહ ઉપજાવો ને અમે અરસપરસ ચાહીએ.

---

# શું સત્યપંથ માં નુર ઝળકે છે ?

## સવાલ ચોવીસમો.

આગા સાહેબ ? જગત માં નતો નવશેરવા, આદીલ, વિક્રમાજીત, ઉદાર, માહમુદ લોભી, અને ઔરંગઝેબ જાલીમ રહેવા પામ્યો છે, માત્ર તેમનાં કૃતવ્યો બાકી રહી ગયાં છે, તેવીજ રીતે નતો આપનાં વડીલો રહેવા પામ્યા ન આપ પોતે રહેશો. દરેક મનુષ્યે કરેલા કૃતવ્યો તેનાં માથાપર ઝળકે છે, પછી તે કાળા હોય કે ધોળા.

## જવાબ ચોવીસમો.

—:*:—

"વેદ" વાયકે બોધ્યો, સાચો એ પંથ સોધ્યો,
"ગીતા" ને વચને આણ્યું ધ્યાન આણ્યું ધ્યાન આણ્યું ધ્યાનરે.

"ચુનારા."



ડિતજી ? ઉપલો સવાલ લખીને તમો એમ બતાડતા માલમ પડો છો કે, મુસલમાન બાદશાહો વીગેરે થયા તે " માહમુદ લોભી અને ઓરંગઝેબ જાલીમ" તમારા લખવા મુજબ હતા, એ તમોએ મુસલમાનોને સમ્પુર્ણ ગેરઇન્સાફ કરેલ છે, બસ એજ તમારી દાંભિક વૃત્તિનું ચીતાર આપે છે, કારણ **રાજ તાજ** ધરાવનારાઓ પર શું વીટંબણાંઓ હોય છે. તેમ તે વખતે કેવા સંજોગ વચે તેઓને કામ લેવાનું હતું, તે તેઓ રાજકર્તાઓજ જાણતા હતા. તેમ તમારી એવી ઓખાદ નથી કે, બાદશાહોની બાદશાહીમાં માથુ ઘુસાડીને એકને **જુલમી** અને બીજાને **લોભી** કહી શકો, તેમ જો તમોને મુસલમાન પ્રત્યે અદેખાઇ અને દ્વેષ ભાવ નહી હતે, તો જરૂર નવશેરવાં તથા વિક્રમાજીતની હરોળમાં મુસલમાન બાદશાહોને ઘણી સભ્યતાથી લખીને મુસલમાન જીત થતે, પણ પંડિતજી તમારા ગુરૂ દયાનંદે પણ મુસલમાનો માટે આવુ ને આવુ અને તેથી પણ અધીક લખી ગયેલ છે, તેવણ હદ ઓળંગીને પવિત્ર **કુરાને શરીફ** તથા અમારા પયગમ્બર અને આગળ વધીને **પરવર દીગારને** પણ ભ્રષ્ટતાથી ખંડન કરીને કીનાબાઝ લખાણો કરેલ છે, ત્યારે શુક છે, કે તમોએ હાડમારીઓ અને મુશકેલીઓ ભોગવેલ હોવાને પરિણાંમે ફકત મુસલમાન બાદશાહોને માટેજ લખેલ છે, તે માટે અમોને જરા પણ અજબ થવા જેવું નથી. કારણ કે કાળી બાજુ ચીતરવી એ તો તમોને વારસામાં મળેલો હક છે.

પંડિતજી બેહોશી અખતયાર કરીને જે તમો લખો છો. કે " મનુષ્યે કરેલા કર્તવ્યો તેનાં માથા પર ઝળકે છે, પછી તે કાળા હોય કે ઊજળા, તેનાં ખુલાશામાં બોલીશું. કે મનુષ્ય નાં મોહ પર ફકત **સતકર્મ** જ ઝળકે છે, જેનાં માટે કટ્ટા વિરોધી ને પણ કહેવા વગર ચાલતું નથી. કે **મોતબેર કિર્તીવંત નામાંકીત લીડર** મનુષ્યો નાં મુખ પર ચડેલાં વીગેરે, બસ એ વિશેપણો જ અમારા નુરે ખુદા નામદાર આગાખાન સાહેબ નો ઝળકાટ છે, કારણ કે વિરોધી નાં મુખ **માં ખબર** નાં શબ્દો એજ **નુરેખુદા** ની મહિમાં અને સત્યનું જીવતું જાગતું પાવર છે.

આગળ બોલતાં લખીશું કે **સત પંથ** એ એવો પંથ છે કે જેને પ્રભાવે, વિરોધ્ધી અને દંભિક મનુષ્યો સચોટ કામ નહી કરતાં, ડુલ મુલીઆ દેખાયા છે, અને પરિણાંમે તેવા ડગમગીઆ મોટી મુસકેલીઓમાં આવી પડી આફતોના હાંડેશા ખાઇ ને હમેસાં માટે પોતાનું અમાલ નાંમુ કાળુ કરી જગબત્રીશીએ. નઠારા ઠર્યા છે, તેવી જ રીતે તમારા જેવા પોકળ પંડિતો દુનીયા ને બોજા રૂપ થઇ, સઘળી પ્રજાને કંટાળો આપી, પોતાના ધર્મનો ખરાપણો અથવા પોતાની માન્યતા શું છે. તે નહી બતાવતા, બીજા તમામ ધર્મોનું ખંડન કરવા તેયાર રહીને હમેશાં માટે, કિર્તીને બદલે અપકિર્તી મેળવી બલકે સરકાર દરબારના દફતરોમાં પણ **સુલેહ**નો ભંગ કરનારાઓ તરીકેની નોંધણી રાખી, ધમ વિજયને બદલે પરાજય મેળવી આ સંસારમાં ઉજળી બાજુની

ઝળકતી કારકીર્દી મુકી કાળી બાજુની કાળાશ લઇને એ અસાર સંસા-રમાંથી કુચ કરી પોતે કરેલા કૃત્યોનો જવાબ આપવા હમેશ માટે ગુમ અને નાબુદ થઇ ગયા છે. ખુદા બચાવે એવા પંડિતોથી અને આગળ ચાલતા શ્રધ્ધાળુ બંધુઓને અપીલ કરતાં કહીશું કે બસ સંતપંથની સત્ય નીશાની એજ છે, કે એવા હજારો વિરોધ્ધી પંડિતો હમેશાં સત્ય ધર્મ પછવાડે પડતાં આવ્યા છે, અને આવે છે. પણ સત્યનો ઝળકાટ પર ઝળકાટ છે. તે પ્રત્યક્ષ જોઇ લોક લજા તજી, દાંભિક પંડિતોનો પોકળપણો સમજી અંધ શ્રધ્ધા તથા હઠ ધર્મીપણો મુકી એક સતપંથ તરફ ધર્મના ધોરી થઇ ધાઓ, એમ અમારો આમંત્રણ છે, તે કરતાં કહીશુ કે—

" રૂવો છો "

દશમ અવતાર નકળંકી અથર્વ વેદ તપાસી લ્યો,
અલી ને માનશો નહી તો રૂવો છો ને શદા રોશો.

" અબ્દ "



# શું તમારા વાડામાં પુરાએલાને મુકી દેશો !

## સવાલ પચીસમું.

—:o:—

આગાખાન સાહેબ ? આ બાબતને આપ પોતેજ મારા કરતા વિશેષ સમજી શકો છો, પરંતુ સ્વાર્થ બાજી કેટલીક વખતે મનુષ્યને સમજવા નહીં દેતાં, ધર્મ ઈમાન તથા શ્રેષ્ટ બાબતોથી વિમુખ કરી દે છે હું પણ ઘણી મુદત સુધી આપનો મુરીદ રહી જુદા જુદા અનેક કરો આપની સેવામાં અદા કરી ચુકયો છું, તેટલા માટે ઘણાજ વિવેક, તથા શુધ્ધ મન શુભ કાર્યની સલાહ રૂપે આ વીનંતી કરૂં છું, કે આપ પ્રથમ તો પોતાનાં ભોળા મુરીદોને તદન છુટા કરી આપો કે જેથી બને જહાનમાં આ લોક તથા પરલોકમાં આપની ભલાઇ કીર્તી જાહેર થાય, જો તેઓને છુટા ન કરવા માંગતા હોતો મહેરબાની કરી તેમની કોમી હસ્તીને દુનિયામાંથી નાબુદ ન કરો.



# જવાબ પચીસમુ.

—o:*:o—

## ( ત્રીલોક )

**છે ત્રીલોક માંહે, જેનો ભાશ,**
**ઝાહેર થયો ખલ્કમાં તે ખાશ.**

"ચુનારા."



જી ના ? જવાબ આપવા પહેલા તમારૂં ચીબાવલાપણું જાહેર કરતાં કહીશુ કે તમોએ લખેલ છે કે "મુરીદોને તદન છુટા કરી આપો" એનો અર્થ શો ? અથવા એમ લખવું એ પંડિત હોઇને તમોને ઘટતું છે. શું તમો સમાજીઓ પણ જાળ ફેલાવી બેઠા છો તેમાં જે બાપડા ભોળાઓ ટુંક બુધ્ધી ધરાવનારા આવી ફસે છે, તેમને કોઇનાં કહેવાથી તદન છુટા કરી આપશો, તે સ્પષ્ટ કરીને કલમ ધરવાને પ્રસંગ લેતે તો ઉચિત હતું. બાકી હમ કહેણે કે કરણે કે નહી, તે બે ફાયદા બકવાટ સમાન છે. દરેક **ધર્માચાર્ય** પોતાનો પંથ વધારવાની પ્રેરણાંમાં રહે એ ઇચ્છવા જોગ છે, તેમાં તમારા જેવા પંડિતો ડંફાસ મારવા નીકળે કે "મહેરબાની કરી તેમની કોમી હસ્તીને દુનીયામાંથી નાબુદ ન કરો" એમ લખવાને તમોને લજ્જા નથી આવતી, જ્યારે એક પરપંથી બંધુ પોતાનાં પળાતા ધર્મને

તજી અને બીજામાં ભળે તે સ્પષ્ટ સમજાવે છે, કે પોતાનાં પંથથી બીજા ગ્રહણ કરેલા પંથમાં ખુલાસો વધારે છે, તે પ્રમાણે જો તમારા ધર્મમાં ખુબીઓ હોય તો તમો કાકલુદી કરી મહેરબાની મેળવવાનુ મુકી આપો, અને સાચું શું છે તે જન સમાજને સમજાવીને પોતામાં ભેળવી લ્યો, બાકી પોતામાં પાણી અથવા સચાઇ નહી હોવાના સબબે પોતાનું મોળાપણું દેખાડીને નબળાઈ જાહેર કરતાં પોતાનું પંડિતપણું આટોપી નાંખો તો વધારે ઇચ્છવા જોગ કહેવાશે. અને તેવી ચુપકીથી પોકળ પણ પાધરા નહી આવશે, નહી તો યાદ રાખજો, આવું ને આવું કાચુ કાપવાથી તેનાં પર ચર્ચા થતાં સત્ય અંજવાળામાં આવી કામ કરશે, તેને પરિણામે તમારી કાળી વૃત્તિ કુલે આલમમાં પ્રગટ થતા તમારા પંથ પર કુહાડો મારવા સરખું કૃત્ય કરતા તમો નાશી પાશ થશો, અને પસતાશો.

ખરૂં લખતા અમો કહીશું કે અમારો **સતપંથ** સાચો અને સત્ય ભરેલો છે. તેના માટે **વેદ** તથા પવિત્ર **કુરાને શરીફ** અને તેના સીવાયની બીજી **ઈલ્હામી** કીતાબો સાંખ પુરે છે, તે ખુલ્લે ખુલ્લું છે, પણ જ્યારે તમારી દ્રષ્ટિ સ્વાર્થનાં પડદા પર પડી છે, તેથી સુઝવો કઠણ છે. તેનાં લીધે તમો **સતપંથ**ની મહિમા અને શ્રેષ્ટતા સમજવાને શકિતવાન થયા નહી, અને વિમુખ રહ્યાં, નહી તો **સત-ધર્મ**નો જરા પણ અંશ ધરાવનાર પંડિત હોય તો તેને અન્ય ધર્મોની નીંદા કરવા માટે કંપારી છુટે, તેમજ બ્રહ્મ જ્ઞાન યાને ફીલો-સોફીનું જ્ઞાન ધરાવતો હોય, તો તે પંડિત પારકી વાત કરવામાં પણ

પાપ સમજે, તેને બદલે તમે પંડિતાઇનો દાવો કરતા પારકી વાત કરવી અને પર ધર્મોની નીંદા કરવી તે તો તમારો ખોરાક છે, એવું સ્પષ્ટ કરો છો. એમ તમારી ઓળખાણ કરવતાં કહીશું કે જુઓ પુરાતન **સનાતન પંથ** જે આજે હળાહળ કળીયુગમાં **સતપંથ**ને નામે રોશન થયો, તેનાં ફરમાનો અને પુરાતન **સનાતન**ની સરખામણી. **શ્રી કૃષ્ણ વાંચો.**

### શ્લોક.

**यो माम जमनादिं, च वेति लोक महेश्वरमः ।**
**असं मूढः समर्त्येषु सर्व पाप प्रमुच्यते: ॥**

### અર્થ.

જે મને નહીં જનમેલો શરૂઆત વગરનો દુનીયાનો માલેક જાણે છે, તે મૃત્યુ લોકોમાં ભુલવણી વગરનો છે, અને સધળા પાપથી છુટો છે.

———:o:———

તેવી રીતે કળીયુગ મધ્યે નકળંકી અવતાર **મૌલા મુરતઝા અલી** (અ) ફરમાવે છે કે—

### કલામે અલી.

અના સલાતુલ મુઅમીનીન વ ઝકાતો હુમ વ હુજ્જો હુમ વ જીહાદો હુમ.

### અર્થ.

કે મોમનોની બંદગી, જકાત, હજ, અને ધર્મ યુદ્ધ સૌ હું છું.

તેવી રીતે **હઝરત રસુલીલ્લાહ** (સ) **હઝરતઅલી** (અ) ની વડાઇ માટે ફરમાવે છે કે—

**"હદીશ"**

**અલી મઅલ કુરાંન વલે કુરાંનો મઅલ અલી.**

**ભાવાર્થ.**

**અલી કુરાન સાથે છે, અને કુરાન અલી સાથે છે.**

એ પ્રમાણેની મહિમા ચાલુ વખતનાં **હઝરતઅલી** (અ) ના ગાદીનશીન **નામદાર આગાખાન સાહેબ** ની છે. તેવડે અમો ઇસલામના ઉંચા ધોરણની રૂએ જેને **હકીકત** તરીકે ઓળખાવવામાં આવે છે, તે રૂઢીએ અમો ધર્મ કમાવનારાઓ **અલ્લાહ**નાં પાક કલામોને આધારે મુસલમાનીથી વધી અને મોમનોની ગણત્રીમાં છીએ, અને છેવટે સઘળા મુસલમાનો પર પણ ફરજ છે કે **અહેલેબૈયત**ના ઘરની ઓળખાણ મેળવી, મોમન બની પોતાની આકેબત સુધારે.

પંડિતજી, મોમીન કોણ તે સમજવા માટે તમોને હજુ અગવડ પડશે, માટે સ્પષ્ટ કરતાં કહીશું કે જેમ હિન્દુ સનાતની હોઈ અને આગળ વધે છે, તે **બ્રહ્મજ્ઞાની** અથવા **તત્વજ્ઞાની** કહેવાય છે, તેથી કાંઇ હીન્દુમાંથી મટી જતો નથી. તેવી રીતે મુસલમાનીમાં પણ એ એક **મોમીનો**નો ઉંચો દરજ્જો છે, એટલી સમજણો આપ્યા

છતાં અમો કહેતાં નહીં અચકાશું, કે એ વીગતો સઘળી **પ્રેમમય** જીવન ગાળનારાઓ માટે છે, તેનો તમો પંડિતમાં અંશ પણ નથી, તેથી તમોને સમજવું કઠીણ છે, કારણ **પરમાત્માની** અકળ કળા છે. યાને પરવરદીગારની **મઝહરૂલ અઝાઇબ** જાત છે, તેના માટે તમો સમાજીયોના પંડિત પરવરદીગાર સામે જંગ કરનારા તરીકે જાહેર થતાં કહો છો, કે પરમાત્મા એમ થાય અને એમ નહીં થાય; તેમ કહેતાં જે પાકજાત સર્વ શક્તિમાંન છે, તેવી વિશાળ શક્તિ માંહેના એક ભાગને ખંડન કરવા, પાપ વહોરી લેવાનો કૃત્ય કરો છો.

આગળ લખતાં તમો કહો છો કે, "આપનો મુરીદ રહી જુદા જુદા અનેક કરો આપની સેવામાં અદા કરી ચુકયો છું" તેનો જવાબ આપવા પહેલા **દાન** માટે જે પરવર દીગારે ફરમાવ્યું છે તે રજુ કરતાં આગળ વધીશું.

## કુરાને સરીફ.

**હે મોમનો તમારી માલ-મીલકત અને તેમજ તમારા છોકરાઓએ ખુદાને યાદ કરવામાંથી તમને રોકવા જોઇએ નહી.**

[ સુરતુલ મુનાફેકુન ] **આયત ૮.**

એ ફરમાનપરથી શોધ થાય છે કે માલ અને મીલકતથી પણ ખુદાને યાદ કરવામાં આવે છે, તે ધોરણે અમો ઇસમાઇલીઓ **નામદાર આગાખાન સાહેબ** જે આમારા **ઇમામે મુબીન**

**અલ્લાહ**નાં પાક કલામ મુજબ છે, તેવણને અમારી રાજી ખુશી અને લાગણીથી આપીએ છીએ, તેથી અમો હમેશાં શાન્તિ સાથે રહી આકેબતમાં નેકી કરનારાઓ માહેલા હોઇશું, ત્યારે તમોએ જે કર ને બોજો સમજીને તમારા ડુલમુલ યકીનથી આપેલ, તેનાં માટે સતપંથ થી ઇમાન ખોઇને એવી સ્થિતિમાં આવી પડયા છો, જે દયા ખાવા જોગ છે, કારણ સત્યથી દાન કરનાર કદી પણ ગુમરાહ થતો નથી, જ્યારે તમો ધારણ કરેલા **સતપંથ**થી વિમુખ નજરે પડો છો, એ તમારી ડગુ મગુ વૃતિનો પરિણાંમ છે, તેમજ ફક્ત નામધારી સતપંથી કહેવરાવવાથી સફળ થવું સમજાતુ નથી. પણ એ પંથ અખતીયાર કરનારને પ્રેમમય જીવન બનાવવાની જરૂર છે, ત્યારે સતપંથ ની મહિમા સમજાતા અનુભવ થાય, તેમજ તમો તમારા દ્રેશ કુપ ભેજામાંથી ભમાવી બહાર કહાડતા કહો છો કે "છૂટા કરી આપો કે જેથી બન્ને જહાનમાં આ લોકમાં તથાં પરલોકમાં આપની ભલાઇ તથા કિર્તી જાહેર થાય" પંડિતજી એમ કહેવા માટે તમો કેની અકકલ ઉધારી મેળવીને બહાર પડયાં છો, શું ? સતપંથ સમજી તેનાં પર પોતાના જીવ જાનથી સદકે થનારા અથવા આસ્થા રાખનારાઓ છુટા થઇ શકે છે, તેમ કોમી હસ્તી તમારા જેવા દ્રીતા ધરાવનારાઓ માટે જુદી છે. કમ સમજ ધરાવનારાઓ માટે બીજી છે, મુર્ખ લોકો માટે અલગ છે, પણ સમજુ અને જ્ઞાની પુરૂષો કોમી હસ્તી પછવાડે મગરૂર નહી રહેતા, આ અસાર સંસારમાં કાંઈ નહી થઈ રહે છે, અને તેને લીધે **પ્રભુ જયોતી** યાને **નુરે** ખુદાને ભેટીને પોતાનું સુબા સુબ કરી

લે છે, ધન્ય છે એવા સંતોને જે સત ખાતર નાત જાત જમાત તજીને પરમાત્માને ભજવા લાગ્યાં, જેવી રીતે ભુતકાળમાં ભજન કરનારાઓ થઇ ગયાં છે, તેઓપર પણ પંડિતોનો વાતાવરણુ પાપમય હતો, અને વખત જતાં એવા પાખંડી પંડિતો ઉગાડા પડીને જગતની બત્રીશીએ હળધુત થયા. તેથી ચેતો.

આગળ લખતા અમો કહીશું કે જેઓ સતપંથ સમજીને અમારામાં આવી ભળે છે, તે પોતાની સંસારીક ટુંકી હસ્તીને નાબુદ કરીને છેવટ સુધી નીભાવનાર કોમ સાથે હસ્તી જોડે છે, અને અમર ભેદની પ્રાપ્તિ મેળવીને આ સંસારમાં ઉજળી બાજુ પુરેપુરી ભરી પોતાનાં સત્યથી સ્વધામે સંચરી જાય છે, તેવાઓને ધન્યવાદ આપતાં કહીશું કે:—

### " ધન્ય છે "

**સુકી પુજા મુકી મુર્તી, ધરી સત પંથ પર સુરતી,**
**અહા સુરતી તણી સુરતી, ખરેખર ધન્ય છે તમને;**
**ખરા સતગુરૂને ચરણે, ઝુકાયા શર શરણ શરણે,**
**નમાવ્યા શીશ હર્ષથી, ખરેખર ધન્ય છે તમને.**

" અબ્દ "



# શું લોહી સતપંથ માટે ઉછળી સતપંથી નહિ બનાવશે ?

## સવાલ છવીસમો.

—:*:—

આગા સાહેબ ? એ બાબત પણ આપની જાણુમાં રહેવી જોઇએ કે પંજાબનાં આપના લગભગ પાંચસો મુરીદો આપની ખુદાઇ તથા પયગમ્બરીથી મુકત થઇ ગયા છે, અને નજીકમાં બીજાઓ પણ નીકળી જશે. બહુજ થોડા એ લોકો કે જેનું વર્ણન હું ઉપર કરી ચુકયો છું. તે સીયા ઇમામી ઇસમાઇલી આગાખાની મુસલમાન થશે, પરંતુ યાદ રાખવું જોઇએ કે છેવટે તેઓ પણ ત્યાં ટકી ન રહેતા હીન્દુઓનો ચર્ણ આગળ અવશ્ય પરત આવશે. કેમકે તેમના હાડ માસ માં શ્રી રામચંદ્ર શ્રી કૃષ્ણ, યુધિષ્ટર, ભીમ, અર્જુન વિગેરેનું લોહી છે, તે એક દહાડો અવશ્ય ઉછાળી મારશે માટે આવી સ્થિતી વચે નિષ્ફળતા સિવાય બીજુ કાંઇ પણ આપના હાથમાં નહી આવશે.

———:o———

# જવાબ છવીસમો.

—:o:—

## " દોહરો. "

શંશય ખાયા સકળ જુગ, શંશય કીનકુ ન ખાય.
જે બેધ્યા ગુરૂ અક્ષરા. શંશય ચુન ચુન ખાય.
" કબીર "





ઠીક્ના ? જે અભાગીઆની તકદીર સુતેલી હશે, જેને ખુદાનાં ઘરથી વિમુખ રહેવું હશે, તે સતપંથમાંથી નીકળી જાય છે. અને તમો લખો છો કે " લગભગ પાંચસો મુરીદો આપની ખુદાઇ તથા પયગમ્બરીથી મુંકત થઇ ગયા છે, એ હડ હડતું ખોટું અને દંભિક લખતું છે, સબબ કે જે સતપંથ સમજી એ ધર્મના તત્વો તથા ફીલોસોફી અનુભવી ને જે બંધુ એ રસ્તા પર આવી ચડે છે, તે જીવ જતા સુધી અચળ રહી પ્રીતી થી સતપંથ કમાવે છે. બાકી સતપંથનો દાવો તો તમો પણ કરતાં હતાં, એવો સાર સમજ્યા વિન્યાનું અથવા સ્વાર્થ સાધવાની લાલસાથી દાવો કરનારાઓ અંતે ખોટા ઠર્યા છે, નહી તો જુઓ અમારા વડવાઓ લગભગ પાંચસો વર્ષોથી એ ધર્મ કમાવતા અમોને વારસામાં આપતા ગયા છે, એવા અમારા લાખો બાઇઓ હસ્તી ધરાવે છે. જે ભુતકાળે તમારી હાલની જ્ઞાતી માંહેના

હીન્દુ હતા, અને તમારા જેવા પંડિતો તાજો દાવો કરનારા શાર નહી સમજવાથી રવડી પડયા, કદાચ એવી બુધ્ધી ધરાવનારાઓ અમુક નીકળીને તમારી માફક શોરોગુલ અને હોહોહાટ મચાવે તેથી થયું, શું?

આગળ લખતાં હું કહીશ કે જે તમો તમારી અદેખાઇ અથવા તમારી તમારા સમાજીઓમાં બડાઇ થાય, તેના માટે પાંચસોની સંખ્યા જાહેર કરતાં લખો છો કે "ત્યાં ટકી ન રહેતાં હીન્દુઓના ચર્ણ આગળ અવસ્ય પરત આવશે," એ બોલો ફકત તમારા મોઢામાંજ રહેવા નીવડશે. તેવું સ્મરણ કરાવતાં અમો કહીશું કે જે સત્યનો શોધક હશે તે અવસ્ય **દશમ અવતાર** **નકળંકીને** મેળવવા અમારે પંથે ચડશે, અને જેના હાડમાં તથા માંસમાં સત્યનું લોહી વહેતું હશે, જેનો વીચાર પરલોક મધે આરામ મેળવવાનો છે, તે દરવાજો પાસે કરવા માટે **નર નકળંકી હઝરતઅલી** (અ) છે. તેને ભેટવા માટેની કુંચી **હઝરત મોહમદ** (સ) છે, જેના માટે **અથર્વ વેદના** ઉપનીષદમાં લગભગ સાત શ્લોક છે, તેમાં સાફ સાફ દરશાવેલ છે, કે ભકતોને તારનાર અસુરોને મારનાર **મોહમદ રફુબર** છે, એમ **અથર્વ વેદની** શાખા વદે છે, તેના માટે એક શ્લોક નીચે ટાંકી બતાવેલ છે, તે સમજતા ઉતાવળે **સતપંથ** શ્રવણ કરીને છેલ્લા અવતારને ગ્રહણ કરવાને પછાત નહી પડો નહી તો યાદ રાખજો પસ્તાશો.

## શ્લોક.

**हरि ॐ अस्यइल्लाइल्लल्ले, मित्रा वरुणोरा जापूर्ण दृष्युंः इयामि,**
**मित्रो इल्ला कबरइल्ला रसुल महमद रकबर स्यअल्ले अल्लो पूर्ण दृष्युं.**

"અથર્વ વેદ."

હવે આ શ્લોક રજુ કરતાં કહીશું કે જે બંધવો પોતાની માન્યતા તથા સમજુતીથી **સતપંથ**પર ચડે છે, તે કદી પાછો ફરતો નથી, છતાં કદાચ તમારા જેવા ડંફાસ મારનારા પંડિતનો શીકાર થઇ પડયો, તો તેને અવસ્ય બીજે કયાંઇ રૂચશે નહી. જેણે **નુર સ્વરૂપ**નું સ્મરણ કરેલું હશે, તેને કયાં **પથ્થર** કયાં **પાણી** કયાં **શુન્ય** ચાપચુપ પસંદ પડશે નહી, સબબ એ વીગતો સતપંથીઓ વિરૂધ છે, તેથી એક વખતે સતપંથે ચડેલ હશે, તેને એ ક્રીયાઓ નહી ગમતાં પોતા સાથે વસનારાઓ સાથે શંક ઉભી કરી વધારે મતે વીમરશ કરીને સત્યનો શંશોધન કરી પાછો તે બંધવો બીજી વધારે સંખ્યાને સાથે લેતો આવશે, અને તેમ થતાં અમોને લાભ કારક નીવડશે, ત્યારે તમો પણ સમજશો. અથવા તમારા મનમાં મુઢતા અને અંધ શ્રધા યા હઠ ધર્મીપણું હશે, તો પણ જરૂર સંકલ્પ તો ઉભા થયા વિના રહેશે નહી. તેની દલીલો દેતાં કહીશું કે, જુઓ અમારા **નામદાર આગાખાન સાહેબ**ની લીલા, કે લગભગ આજથી ચાલીસ વર્ષ પર અમારા સતપંથીઓમાંથી એક ટોળો જુદો પડયો, જે **બાર ભાયા**ને નામે ઓળખાયો તેમાં મોટી

મીલકતો ધરાવનારા શ્રીમંતો ઘણા હતાં, તે જ્યારે સાચપર જુઠ પડે છે, ત્યારે ભાંગી જાય છે, તે પ્રમાણે થોડી મુદ્દત બાદ એ ટોળાની પડતી ચાલુ થઇ લાખોપતીઓ અને શ્રીમંતો ગરીબીમાં આવી પડયાં. કેટલાક ઉપાધીઆ અને ઝાલીમોને જમરાજે ઉપાડી લીધા. તેથી કેટલાક સીખામણ પકડી પાછા તોબા કરી પોતાને પંથે આવ્યા, એકંદર છીન્ન ભીન્ન થઇ ચુપકીદી અખત્યાર કરીને નીંદા ચીંતાવગર ચાલનારાઓ નજીવા જેવા રહેવા પામ્યાં, જેઓ હાલ મોજુદ છે તેઓની સંખ્યા આંગળીઓને ટેરવે ગણાય તેટલી રહેવા પામી છે.

વળી પંદરેક વર્ષ પર બીજો ઉત્પાત થયો, બીજો ટોળો જુદો પડયો, જે ઇશનાસરી ખોજાઓને નામે જાહેરમાં આવ્યો. તેમાં ઘણાએક પોતાના બળ પર મગરૂર હતા. ઘણાએકને મોટી રકમના નાણાની રેલ છેલની ફખર હતી. પણ જેમ જેમ વખત વીતવા લાગ્યો તેમ તેમ સત્યે પોતાનો ઝળકાટ જાહેર કર્યો, તે ઝળકાટનાં બળ વડે કેટલાક મજકુર ટોળાનાં લીડરો એક પછી બીજો એમ **નાદારીમાં** આવી પડયાં, અને વધારે ભાગ ઉતપાત કરનારો **અલ્લાહ મીયાનાં** દુત **મલેકુલમૌતને** હવાલે થયો તેથી કેટલાકોને એબરત થઇ, તેથી ફરી ઇસમાઇલી પંથને ગ્રહણ કરી જુને પથે આવી ચડયાં જે હાલમાં પણ આવતા નજરે પડે છે, અને છેવટ પાણી તે પાણી અને દુધ એ દુધ થવા પામ્યો, બસ એજ સત ધર્મની નીશાની અને વડાઇ છે.

માટે પંડિતજી વીચારો ? ફરનારાઓ પોતા માટે ફરે છે, બાકી **સતપંથનો** બગીચો તો હમેશા લીલો ફલ ફળોથી ભરેલો અને હમેશા ખુશ લહેરો લેતો નજરે પડે છે તેની તેજ જાહોજલાલી છે કે જે સદાની હતી. તેની તેજ રોશની છે, કે જે હમેશા જહાં આશકારા છે, તેનો તેજ ઇમામ છે કે જે **ઓલાદે રસુલીલ્લાહ** અને **આલે અલી નશલ બ નશલ** ઊતરતો આવેલ છે, બશ જેનો એવો મહાન (રહેનુમાં) હોય, તેનો બેડો પાર છે. તેથી તમારા પંડિતો લાચાર છે.

અત્રે રજુ થતા કહીશું કે પંડિતજી જેમ સૃષ્ટિની શરૂઆતથી જેમ પ્રજામાં ઘટાડો વધારો થતો રહે છે, તેમ તેજ યુગનાં સંજોગો પ્રમાણે અવતારી પુરૂષ પણ પોતાની અકળ કળાનાં બળવડે નહીં કળી શકાય તેવા હેરફેર સાથે આ સંસારમાં પ્રજા વચ્ચે જાહેર થાય છે. પણ તેને તે ઓળખે છે કે જેણે સતગુરૂ યાને મુરશીદે તરીકતની પ્રશાદી પામીને આગળ વધેલો હોય જેમ કેઃ—

"અલખ"

**અલખ નાંમીના દશ રૂપ દેખાયા,**
**જુગે બે જલચર બે વનચર લેખાયા,**
**બે બ્રાહ્મણ બે ક્ષત્રિય મનાયા**
**બાકી બે તે નહી હીન્દુ ની કાયા.**

**ત્રીજા દ્વાપરે યજ્ઞમાં બુદ્ધ રાયા,**
**અંતે " અલી " રૂપે ઇસલાંમી માયા.**

" ચુનારા "

ઉપલી વીગત રજુ કરતા કહીશું કે દરેક યુગનો પ્રમાણ જુદો જુદો હોય છે. તે પ્રમાણે તે વર્તમાન કાળ પ્રમાણેના ધર્મના આગેવાન હોય માટે તેની નીંદા નહી કરતા સત્ય શોધક તરીકે દુનીયામાં રહી વીચાર શીલ થઇને વર્તવું એજ વિનંતિ કરતાં કહીશુ કે જુઓ **પારાશર** શું કહે છે.

શ્લોક.

**युगे युगे च ये धर्मास्तत्र तत्र च ये द्विजाः ।**
**तेशां निन्दा न कत्तर्व्यो युगरुपाहि ते द्विजाः ।३३।**

પારાશર સ્મૃતિ.

**અર્થ**—યુગ યુગ નાં જે ધર્મો છે, તેની અને તે યુગના બ્રાહ્મણોની નીંદા કરવી નહી કારણ બ્રાહ્મકે ણે યુગના જેવા હોએ છે

પારાશર સ્મૃતિ.



# શું સનાતનીયો અને સત-પંથીઓ એક જ છે?

## સવાલ સતાવીસમો.



આગા સાહેબ ? આપની એવી ધારણા પણ ખરી નથી કે આપની તેવી કારકીર્દીથી મુસલમાન ખુશ થશે, કેમકે આપ પોતાનાં મુરીદોને મુસલમાન તો નથી બનાવતા બલ્કે આપ તેમને ખુદાથી ગુમરાહ મુનકેર કરી પોતાની પુજા કરાવો છો, જેમકે પ્રથમ જણાવી ગયો છું. મુશકેલીએ જો. એમ પણ માની લઇએ કે થોડાક મુસલમાનો જે ઇમાન કુરાન તથા ખુદાની પરવા ન કરતાં, ખુશી પણ થાય, તો ત્યાં ત્રેત્રીશ કરોડ હીન્દુઓનો દીલ દુખાશે.



# જવાબ સતાવીશમું.

—:o:—

**જય ! જય ! સર સુલતાન, એહુલે બૈત નબી ના.**
**જય ? જય ! સર સુલતા ન અશલ ઓલાદ અલીનાં,**

**"વરતેજી."**





ખ્ના ? તમારી ધારણા એ ખરી નથી ! કે એવો શોરબકોર કરશો. તેથી અમો અમારા કૃતવ્યથી પાછા પડીશું તે સ્વપ્ને સમજસો નહી. અને જે વીગતોમાં તમો રતી ભાર પણ જાણુતા નથી, તેમાં જાણુપણુનો દંભ કરીને જે ઊશકેરણી ફેલાવીને **સુલેહનો ભંગ** કરવા ચાહીને અમારામાં ભળતા ભાઇઓને અટકાવવાની જે યોજનાં કરો છે તેનાં માટે અમો ખુલ્લા અક્ષરોમાં કહીશું કે, પંડિતજી ખાંડ ખાઓ છો, કારણ એ તો તમે **નુરેખુદાનાં** ઝળકાટનું સાધન ખડો કર્યો છે. અને જ્યારે **પરવરદીગાર** યાને પરમાત્મા પોતાના નુર સ્વરૂપને **ગંઝે મખફી**માંથી બહાર લાવવાનું હોય, ત્યારે તેનાથી વિરૂધ્ધ કામ કરનારા-જેની ગણત્રી હીન્દુ કે મુસલમાનમાં ન હોય, તેવા પંડિતો ઊભા થઇ, પ્રજાને ગુમરાહ કરવાને પોતાની ડહાપણ ડોળે છે. તેને પરિણામે **મોમીનો**ની સાર કરવા અને **મુનાફીકો**ને મારવા માટે તે **નુર સ્વરૂપ**ને જાહેરમાં આવવાની ફરજ

પડે છે, જેમ દરેક ઝમાનાઓમાં થતું આવ્યું છે, એ સંજોગોનાં પ્રતાપે **પ્રકાશમાન પરમ પુરૂષને** આસ્થીકો પામી જઇને સતપંથમાં ભળશે. પણ જેઓને અંધ શ્રધા ત્થા હઠ ધર્મીપણો હશે તે નહી સ્વીકારશે, ત્યારે પરવરદીગારનાં ફરમાન પ્રમાણે તેવાઓ પર મુશીબત આવી પડશે. જેનાં માટે પવિત્ર કુરાને સરીફમાં છે કે:—

**"આયત"**

**તેઓએ તેને જુઠો કહયો, ત્યારે તેઓના ઉપર એક સખત ધરતી કંપ આવી પડયો, પછી તેઓ પોતાના ઘરમાં સવારે ઘુટણ ભર પડેલાં હતાં.**

[ સુરતુન અનકબુત ] **આયાત. ૩૭.**

આ કલામેપરવરદીગાર પર વિશ્વાસ રાખીને કહીશું. કે તમો પણ જે જુઠાણો કરવા નીકળયા છો તે કાંઈ નવાઈ ઉત્પન્ન કરનારૂં નથી. કારણ કે ઇમામો ત્થા પયગમ્બરો તમામને મુનાફેકો હમેશાં જુઠલાવતા આવ્યાં છે, અને તે ઉત્પાત વડે સત્ય પ્રકાશમાન થઇને ખરૂ શું છે, તે જાહેર થતા જુઠલાવનારાઓનાં મોઢા વગર સફેદીના થતાં હમેશાં દુનીયામાં **લાનત** અને **સલામતો**ના વારશ ઠર્યાં છે, પણ જે **હઝરત અલી** ( અ ) નો વારસ ગાદીનશીન પુશત દર પુશત ઉતરતો આવે છે. તે હમેશાં દુનીયામાં કાયમ દાયમ અસલ સુર્ય માફક પ્રકાશમાન અને તમામ આલમના રૂહ બની પોતાના નુરનો પૃથ્વી પર શાયો નાંખી રહેલ છે, તે કદી પણ દુનીયામાં છુપાતો નથી. તે કોઇ પણ સંજોગો વચ્ચે પૃથ્વી પરથી ગેરહાજર રહેતો નથી. તે

સ્રષ્ટિની શરૂઆતથી પહેલે આવેલો છે. અને તે દુનીયાનાં છેવટ પછવાડે પણ રહેશે, એવા **અકળ** અને **અવિનાશી** પુરૂષનો કોઇ દ્રેષ ભાવથી અથવા મુર્ખાઇથી ખંડન કરે તો થયું, શું? જો એમ થવા નહી બેશે તો **દેવ** અને **દાણવો** સમજાય નહી. તેમજ સાચ અને જુઠનો પદુતરો થાય, તેવી કુદરત નબળી નહી હોવાથી પોતાની સબળતાની કુવત વડે સત્ય અજવાળામાં લાવવા અને જુઠ ને નાબુદ કરવા માટે એ સઘળા કારણો ઉભા કરે છે, એ ઊદાહરણો સઘળા **સતપંથ** નાં છે, અને તેને એ પંથના સેવકો માને છે. હઝરતઅલીનાં કલામો મુજબ—

## " કલામે અલી "

**હું એવી કીતાબ છું કે જેમાં કાંઇ શક નથી હું એવો શખ્સ છું કે મારા શબ્દોમાં કાંઈ ફેરફાર થતો નથી, હું બંદાઓ ઉપર જુલમ કરનારો નથી.**

પંડિતજી એ મહાન ખુદાઇ જાહેર કરનારા વચનો તમોને ગળે ઉતરે તેમ છે ? નહી ? એ **હઝરતઅલી** ( અ ) તે છે કે જેની બાહુબળ વડે અને સુઝાત વડે **ઇસલામ** નો પાયો મુસ્તકીમ થતાં દુનીયાની તમામ સપાટી પર **સત્ય ધર્મ** નો પ્રચાર થયો. તે એજ **હઝરતઅલી** ( અ ) નુર બહાદુર અને અવતારધારી તરીકે પરમ પુરૂષ છે, કે જેને **નુશેરીઓ**એ ખુદા તરીકે સ્વીકાર્યું તેને તમારા જેવા દાંભિક પંડિતોએ યાને મોલવી અને મુલ્લાઓએ ઘણા દુખો દીધા છતાં તે ચલાયમાન ન થયા, અને દુનીયામાં પોતાના નામો અમર કરી ગયા. જેમ એક **અહેલે સુન્નતજમાત**નો શાયર કહે છે કે—

**"બેશક નુશેરી કે હો ખુદા, મૌલા અલી મુશકીલ કુશા"**
**"અકબર"**

કહો એજ **હઝરત અલી** (અ) નાં **ગાદીનશીન** હાલના **નામદાર સર સુલતાન મોહમદશાહ આગાખાન સાહેબ છે.** તેનાં માટે એટલી દલીલો એટલા પુરાવા હોવા છતાં તમારૂ મોંઢું કયાં છે, કે કાંઇ ચાં કે ચું કરીને બોલી શકો, પણ જેના ભેજામાં વિચાર ન હોય અને વિચારમાં સહનશીલતા ન હોય તેવા ગુમરાહ જરૂર બકવાટ કરે તેના માટે અમોને કાંઇ પણ દીલગીરી નથી.

પંડિતજી તેત્રીશ કરોડ હીન્દુઓ માંહેનાં જે **શ્રી રામચંદ્રને** માને છે, જે **શ્રીકૃષ્ણને** સ્વીકારે છે, ચાર વેદ **ઋગ, યજુર્વ, શામ, અથર્વ**નો સરળ અને સાચો તરજુમો કરી દેવને **શાકાર** સ્વરૂપે ભજે છે. દશમા અવતારને શોધ કરે છે. એ સઘળી વીગતોને સ્વીકારનાર આસ્થીક છે. પુરાતન પંથનો હીમાયતી છે. તેથી વિરૂદ્ધ ચાલનાર નાસ્તીક છે તેવા અકકલનાં ખાંહો આજે ઘણાં દૃષ્ટિ ગોચર છે, તેઓ પંડિતોના પેરવાશોમાં છુપાઇ અને અંતરની અભિલાશાઓ જુદા ધોરણની જાહેર કરે છે. તેવાઓના મોહમાં ન સપડાતા દુર રહેવું ઉચ્ચિત છે. આગળ જણાવતાં અમો અવતારી પુરૂષની ઓળખાણ આપતાં કહીશું કે **અથર્વ** વેદનાં આધારે **મનુસમૃતિને** પુરાવે આજનો દશમ અવતાર **હઝરતઅલી** (અ) **શુદ્ર**માં પ્રગટ થયો છે. એ તેજ પુરૂષ છે કે જેને વૈષ્ણવો શ્રી કૃષ્ણ તરીકે પુજતા હતાં એ તેજ અકળ વ્યકિત છે કે જેને સનાતનીયો **શ્રી રામચંદ્રજી** તરીકે માન દેતાં

હતા, તેવા મહાન નરનું સમરણ કરાવતા કહીશું કે તેજ જ્યોતિ એ **હઝરતઅલી** ( અ ) નાં સ્થુલ શરીરમાં ઝગમગે છે. ફકત નામમાં હેરફેર છે, જેવી રીતે દરેક યુગો યાને જમાનામાં થતું આવ્યું છે. મજકુર જ્યોતિનો શમરણ કરનારાઓ અથવા એ નુર ઝહુર પર આસ્થા રાખનારાઓ જરૂર અંતે અમારી સાથે આવી ભળશે. અને તે સઘળા અમારા બંધુઓ તરીકે અમારી હરોળમાં બીરાજશે, તેમ થતાં તમારા જેવા પંડિતો જેઓ આસ્થા વગરનાં છે, આગળ વધીને કહીએ તો **શાકાર સ્વરૂપ**નું જ્ઞાન ન હોવાથી અન્ધકારમાં સબળે છે, તેવાઓનુંજ દીલ દુખાય એ યોગ્ય અને ખરૂ છે, સબબ એક તરફટી માંચડો ઉભો કરવામાં આવ્યો જેની **વેદ** અથવા **કુરાન** શાંખ પુરતા નહી હોય, તેવા માંચડા પર ફકત દંભિક અને ખોટી રીતે પરધર્મીઓની નીંદા કરીને ચીથડા ફાડનારા જ ચડે છે. તેવાંઓની સંખ્યા ઓછી થવાથી અને ઉભા કરેલા પંથમાં મોટો સમુહ નહી ભળવાથી કરેલી કોશાષો પંડિતોની માટીમાં મળી જતી હોય, તેથી સ્વભાવિક દીલ દુખાય તેમ બનવા જોગ છે. માટે દીલને મલમ પટો કરીને મટાવવા હોય તો અમારે સતપંથે ચહડવાને તત્પર થાઓ, તો અમો શોધ્ધ કરી આપવાને તૈયાર બેઠા છીએ, કે જે **જ્યોતિ**ને આખો સંસાર શોધે છે તે અમારા પાસે છે. તેની ઓળખાણ માટે નીચેનો **અથર્વ વેદ**નો એક શ્લોક રજુ કરતા શાનમાં કહીશું કે પંડિતજી વીચારો અને વેદ આધારે પોતાની આકેબત સુધારો નહી તો યાદ રાખજો ભટકી ભુલા પડશો.

**શ્લોક.**

**इल्ला रसुल महमद रकबर**

" અથર્વ વેદ "

# શું "સત્યાર્થ પ્રકાશ" નું સિક્ષણ સુલેહનું ભંગ કરનારૂં નથી?

## સવાલ અડાવીસમો.

—:o:—

આગાખાન સાહેબ? કેટલોક વખત થયો આપના મુખઃમાંથી એ અવાજ સંભળાય છે, કે હિંદુઓ તથા મુસલમાનો વચ્ચે સુલેહ થાય અને આપ પોતે પોતાને હિન્દુ મુસલમાનો વચ્ચે સુલેહ સંપના ચાહુનારા જણાવો છે; તો પછી કેવી રીતે આપ પોતાના જ્ઞાન દીપથી ઉલટા ચાલી ભોળા હિન્દુ ભાઇઓ અને તેમના કલેજાનાં ટુકડાઓને માત્ર સ્વાર્થ બાજી તથા અંગત લાભ માટે શીયા ઇમામી ઇસમાઇલી બનાવી હિન્દુઓની સખ્ત લાગણી દુખાવો છો અને આપ પોતાની આ પોલીશીથી વિમુખ ન થયાં તો આપની પર આ કહેવત સત્વ રીતે લાગુ પડી જશે જે હાથીના દાંતો ચાવવા તથા દેખાડવાનાં જુદાં હોય છે.

# જવાબ અઠાવીશમો.



## શએર.

મુદદઈ લાખ બુરા ચાહે તો કયા હોતા હયે,
વોહી હોતા હયે જો મનજુરે ખુદા હોતા હયે.





ક્યુંના ? આ પ્રસંગે અમો તમોને એટલુંજ કહીશું કે ધર્મ અને દુનીયાને એકજ ગાલામાં સમાવવાનો છબરડો કરો છો તે તમારા જેવા પંડિતાઇનો ગોશરૂ ખેચનાર માટે અ છાજતું અને ગેરવાજબી છે, કારણ કે દુન્યવી ખ્યાલ હાલ તરત માટે મુકીને જો ધાર્મિક દ્રષ્ટિથી અવલોકન કરતે તો તમોને તમામ સમજાઈ જતાં ખાત્રી થતે, કે **નામદાર આગાખાન સાહેબ** એકત્રને ઓળખાવવાની સડક સમજાવી સર્વે મનુષ્ય જાતિને એક કરવા, અને દ્વિતા મટાડવી એવી સુચના કરતાં સમજાય છે, તે **ફીલાસોફી** ને તમારા જેવા અભાવ ધરાવનાર પડિત **પોલીશી**થી ઓળખાવે તે તાજુબ ભરેલું અને ખેદકારક ગણાય, જો કે તે માટે અમોને હર્ષ કે શોક નથી; સબબ કે જ્યારે સતપંથ આડે આવનારા પોતાનો અભાગીયો ઉભરો

જાહેરમાં લાવે, ત્યારે નુરી જ્યોતિ પોતાનો ઝળકાટ પ્રગટ કરી સંસાર સમાજને સત્યનું સંમ્બોધ કરી, સંજોગો વચ્ચે સમજાવવાં પ્રયત્ન કરે છે, એટલું વીવેચન કર્યા બાદ મુદ્દાપર આવી અને કહીશું, તમો લખો છો કે "આપનાં મુખ માંહેથી એ અવાજ સંભળાય છે કે હિન્દુ તથા મુસલમાનો વચ્ચે સુલેહ થાય" એ વીગતપર ટીકા કરતાં કહીશું. કે અમારા **નામદાર આગાખાન** પ્રત્યે કેવી લાગણી છે તે વહેવારીક રીતે જીવતો જાગતો દાખલો જોવા જશો, તો **મોસલેમલીંગ**નો હાલ પુરતો છે, જેનો પાયો નાખનાર **પીતા નામદાર આગાખાન સાહેબ** છે, આગળ વધીને જો બારીકીથી અવલોકન કરશો તો **નામદાર આગાખાન સાહેબ**નો પગલે દગલે એજ ઉદ્દેશ છે, જુઓ **હિન્દુ યુનિવર્સીટી** પ્રત્યેની દીલસોજી, વિચાર કરો હિન્દ પ્રત્યેની હીમાયત, તેને પરિણામે અભાવ તજીને સમદ્રષ્ટિથી જોનારા સમજીને **નામદાર આગાખાન સાહેબ**નો પ્રેમ પુર્વક સમરણ કરીને તારીફ કરે છે, તે નિરવિવાદ સત્ય છે. ત્યારે બીજી બાજુ તમારા ગુરૂ દયાનંદ સરસ્વતિના વીચાર તપાસો, તેના માટે તેઓનું લખેલું પુસ્તક નામે **સત્યાર્થ પ્રકાશ** જુઓ, તો બરોબર સમજી શકશો, કે એક ધર્મ ગુરૂને આમ લખવું ઉચ્ચિત નહોતું, કે જેણે તમામ ધર્મોપર ખોટા હુમલાઓ કરી સઘળી પ્રજાઓને છીન્ન ભીન્ન કરવાને વેતરણ કરી તમામ મનુષ્યનાં દીલો દુખાવયાં છે, અને સાથે સાથે **ઇલ્હામી** પુસ્તકો માટે એવી ગલીચ ભાષા વાપરી છે, કે જેને પરિણામે **ભલી બ્રિટીશ ગવર્હમેન્ટ** જેનો બંધારણ **સુલેહ** અને **સંપ** પર છે, તેનો પણ ભંગ

કરેલ છે, તેથી અજબ નથી કે ભવિષ્યમાં તેનો પરિણામ પણ વિપરીત આવે, અને નેક પ્રજાને દોરડા તાણવા પડે, માટે જરૂરનુ છે કે આવા સુલેહ ભંગનો ભય આપનારા પુસ્તકોને પહેલે દુર કરવા જોઇએ, તેની તરફ આંખ વીચામણાં કરતાં જે સુલેહનો સાહેબ છે, જેની થોડા મનુષ્યો બાદ કરતાં તમામ આલમ તારીફ કરે, તે તરફ તમારૂં વાશ મારતું બોલવું કેટલું ટકી શકશે તે સુલેહ પસંદ લોકો પરિક્ષા કરી ઇનસાફ આપશે, તેમ થતાં તમારૂં બોલવું ટકી શકવાનું નથી, અને અદેખાઇએ આવું ને આવું લખ્યું છે એમ શીદ્ધ થશે.

આગળ ચાલતાં પંડિતજી જે તમો **બગભગત**નો જુઓ પહેરીને લખો છો કે " અંગત લાભ માટે **શીયા ઇમામી ઇસમાયલી** બનાવી હિંદુઓની સખ્ત લાગણી દુખાવો છો, એના જવાબમાં કહીશું કે આજે લગભગ **નવ સદીઓ** થઇ હીન્દુસ્તાનમાં **શીયા ઈમામી ઇસમાયલી** મતનો ફેલાવો મજકુર પંથના અનુયાયીઓ કરતા રહ્યા છે, અને તેને પરિણામે આજે હીન્દુસ્તાનમાં લાખો **ઇસમાઇલીઓ** વીરામે છે. તે સંજોગ તપાસતા કોઇ પણ ધર્મગુરૂએ અથવા પંડિતે એવું ચીચડ સાધ્યું નથી કે " લાગણી દુખાવો છો " ત્યારે તમારામાં તેવી શક્તિ નહી હોવાનાં પરિણામે પોતાની નબલાઈ જાહેર કરવા અથવા એક રીતે કહીએ તો **રડીને રાજ મેળવવું** તે કહેવતને અનુસાર વહેન કરો છો. તે તમારાં જેવા બાહોશી દાખવનાર માટે એક શ્રાપ સમાન છે, અને અમોને એમ પણ સ્પષ્ટ કરવાની જરૂર છે, કે મત મતાંતરનો ફેલાવો કરવા

અથવા બીજી પ્રજાને પોતાનાં પંથની શ્રેષ્ટતા બતાવીને પોતા સાથે ભેળવી લેવું એ કૃત્ય ફક્ત ધર્મ પાળક અનુયાયીઓનો છે, તેને બદલે ગેરસમજુ પ્રજાને ભંભેરવા જે **નામદાર આગાખાન સાહેબ** પર ઉતારીને જે લોકોને ભુલ થાપ આપવા ખરેખરી વિગતથી વિમુખ રાખેલ છે, તેજ તમારી સત્યતાનો તોલ કરી પ્રજા વર્ગને સમજાવવા બસ છે.

પંડિતજી **સુર્ય કાંઈ ડાલાથી ઢંકાતો નથી** એમ લખતાં કહીશું કે "કલેજાનાં ટુકડાઓ" એ અમારા છે, જેમ **મનુ મહારાજે** કહેલ છે, કે દરેક યુગોનાં ધર્મ જુદા જુદા હોય છે, તે મહાન વાકયો પ્રમાણેનો હવે પહોરો બદલાયો છે, ત્યારે અમો સ્પષ્ટ સાબિતીયો સાથે **નુર સ્વરૂપ**માં શ્રધાળુઓને લીન કરવા એકી પગલે ખડા છીએ, તે પરોપરાનો સબંધ જાળવવા અને જુદા પડેલા ટુકડાઓને એકત્ર કરી અખંડ રીતે એકજ રહેણીમાં રહે તેવી ઇચ્છાનાં આધારે એ મહાન કાર્ય **નુર સ્વરૂપ નામદાર આગાખાન સાહેબ**નાં પ્રતાપે અને એમની આશીષોથી જ આદરેલ છે, તેમાં અવસ્ય અમો જય પામીશું. એ અનિવાર્ય છે, ત્યારેજ તમારા જેવા પંડિતોને આખી આંખ ઉઘડશે, જો કે હાલ અભાવે તમારી અડધી આંખ ઉઘાડી છે, છતાં ત્યારેજ તમો હસતે પોતે કહેશો કે સત્યને કોઇ વિઘ્ન નડતો નથી અને તેનોં ઝળકાટપર ઝળકાટ છે.

આ વિવેચન કર્યા બાદ અમો વધું બોલતા કહીશું કે તમારી ચાલ બાજીની **પોલીશી** તમામ દુનીયાને ત્રાશદાયક થઈ પડી છે.

જેમકે એક **વૈશ્નવથી** વિરૂદ્ધ જવું હોય ત્યારે **જૈનોની** તારીફ કરવી, એક **જૈનથી** વિરૂદ્ધ જવું હોય ત્યારે ખ્રુધિષ્ટોની તારીફ કરવી, નશરાનીગોથી વીરૂદ્ધ જવું હોય ત્યારે **બની ઇશરાઇલોની** તરફેણમાં તડાકા મારવા, અને જ્યારે **બની ઇશિરાઇલોથી** વિરૂદ્ધ બોલવું હોય ત્યારે મુસલમાનોનાં ગીત ગાવા, અને જ્યારે **સુન્ની** પંથના મુસલમાનો વીરૂદ્ધ જવું હોય, ત્યારે તેને પહોંચી નહીં વળવાનાં સબબે **અહેલેશીયા** મુસલમાનોને ઉશ્કેરવું, અને જ્યારે **શીયા-ફીરકાથી** વિરૂદ્ધ કામ કરવું હોએ, ત્યારે **પવિત્ર કુરાને શરીફ** પર અમારી શ્રદ્ધા છે. એમ દેખાડવું, જેમ આએ **ખુલ્લી ચીઠી** માં દેખાડી ગયા છો. એમ કરીને જ્યારે આર્ય સમાજને સીદ્ધ કરવી હોય ત્યારે મજકુર તમાંમ મઝહબોની અને તમામ **ઇલ્હામી** કીતાબોની નીંદા કરીને દુનીયાપર કોલાહળ કરી મુકવો, એ આપનો મુદ્રા લેખ હોઇ, એક પણ બોલ બોલ્યા વિના પોતાની જબાન બંદ કરો, તેમાજ તમારી પ્રતિત રહેશે નહી તો **કલઇ** ખુલ્લી જશે.

બાકી " ખાવાના જુદા અને દેખાડવાના જુદા " એ તમારા છે, નહીં તો મુખે વેદ વેદ ઓચરો, અને મન માંહે બાજી રાખી વેદ વિરૂદ્ધ લોકોને સમજાવવાની વેતરણ કરો, જેમ વેદ નીંદા કરવા મના કરે છે. તે તમારે પહેલે કરવું, જે વેદ ભક્તિ કરવા સુચવે

છે, તે વિરૂદ્ધ **નિયોગ** જેવી ભુંડી ક્રીયાને આધીન રહી મોજ મજા ઉડાવવી, શું એવી રીતે વેદનો મનન કરો છો. નહીં, એવી રીતે સંસાર સાગરમાં કોઇ નથી તરી ગયો. પણ તરવું હોય તેનેજ ચીન્તા હોય, અને જેને સ્વર્ગ વા નર્ક પ્રત્યેની આસ્થા હોય, આવતી જીંદગીમાં ઇનસાફ આપવાનો ભય હોય, તેના માટેજ નીંદ્રા રહિત ભક્તિ છે, જેને માટે અમારા **પીર શદરદીન** સાહેબ ફરમાવે છે.

## પવિત્ર જ્ઞાન.

**સાર જમતાં ને શેજે પોઢતાં–રે અબદુ,**
**એણી પેરે કોઇ ન તરયાંજી.**

**"પીર સદરદીન."**



# શું પંડિતાઇ પોતાનું—
# —સાર્થક સાધવા માટે છે!

## સવાલ ઓગણત્રીસમો.

—:*:—

આગા સાહેબ ? આપની સત્યતા શુધ્ધતા, અંતઃકરણની પવિત્રતા, ન્યાય, તથા ભલી નીષ્ટા વીગેરે સદગુણોની પરિક્ષાનો આ સમય છે, તથા જગત જોશે કે આપનું જાહેર તથા બાતેન એક કે બે.

## જવાબ ઓગણત્રીસમો.

### કસલીયા.

કસલીયા કસોટી પર ઝર તુજે;
પરખ કી તો પાયા સીહા પથર તુજે.



ફીના ? તમારા અંતઃકરણના ઓડકાર સાંભળીને હવે અમો એ તમારી પરીક્ષા કરી લીધી કે તમો જે ખોટી રીતે કહી ગયા છો કે મને એ હક પ્રાપ્ત છે જે હું ઇસમાઇલી થયો હતો. તે હવે જોતાં સમજાય છે, કે તમારૂં એમ કહેવું તદ્દન જુઠું અને બનાવટી હતું. અને વધારે ટીકા કરતા કહીશું કે તમોએ જે આએ **ખુલ્લી ચીઠી** લખેલ છે, તે પરથી સ્પષ્ટતાથી શીધ્ધ થાય છે, કે ઇસમાઇલી મઝહબની તમો તલ ભાર પણ વાકફીયત ધરાવતા નથી. જેવી વાકફીયત બીજાઓ ઇસમાલીઓ નહી હોવા છતા ધરાવે છે, તેથી તમોને અમો એમ કહીશું કે તમો તદન અમારા સતપંથથી અજાણ હોઇ ખોટો દંભ કરીને કાંઇ સ્વાર્થ સાધવાની યુક્તિ રચીને જાળ ફેલાવેલ છે. નહી તો આવું ને આવું કાચું કાપીને પોતાનો પાણી ઢાર કરી હલકાઇ દેખાડવા તત્પર થતે નહી, જો કે આ પ્રસંગે અમોને બોલાવાની અગત્ય છે, કે પાણી ઢાર ભલે થઇ, પણ મકરની જાળમાં તમારા સમાજીઓ બરોબર સપડાઇ ગયા, અને તેને પ્રતાપે તમો પંડિતમાં ખપતા ઉપર માલ મસાલો ઉડાવવાનો પણ સંજોગ મળ્યો ખયર તે તમારી કીસમતની વાત છે. અને આડી અવળી ભુલ થાપ આપીને બનાવવાની કરામત છે. આગળ લખતાં કહીશું કે—

પંડિતજી તમારા હાલ પર અમોને અફસોસ એટલા માટે થાય છે કે જાહેર કહેવું એક અને ચાલવું બીજું અને નીભાવવુ ત્રીજું, એવી તમારી અનેક ચાલો થાપ અપાવનારી અને ટુંક સમજ

ધરાવનારાઓને ગુંચવણમાં નાખનારી છે, એનો ખુલાસો કરતાં જણાવીશું કે એક તરફ તમારા ગુરુ દયાનંદના રચેલા " સત્યાર્થ પ્રકાશ " માં **ઇસલામીઓને** અંતીજ શરમ ભરેલી રીતે નીંદી અને પવિત્ર–કુરાને શરીફપર ખોટા આક્ષેપો મુકી હુમલા કર્યા છે. બીજી બાજુ આ " ખુલ્લી ચીઠી " નાં લખાણમાં સુન્ની ભાઇઓની તારીફ કરીને અમારા ફીરકાથી લડાવી મારવાની ભયંકર જવાબદારી તમોએ વહોરી છે, ત્યારે ત્રીજી તરફ વળી ઓરજ કામ કરી રહ્યાં છો. પંડિતજી આવી પ્રપંચોભરેલી ચાલો ચાલી અને ડહાપણથી કહો કે અમારો કકો ખરો છે, એ બનેજ કેમ, કારણ કે એ તમારા વર્તનમાં કે વાકયોમાં એક અણું માત્ર પણ સત્યતા, શુદ્ધતા અંતઃકરણની પવિત્રતા, ન્યાય કે ભલી નિષ્ટાનો લેશ પણ ભાશ નથી, ત્યારે જે અમારા રાહાનુમાં **નામદાર આગાખાન** સાહેબ જે પ્રત્યે તમામ **રૈયત** તથા **રાજ** કર્તાઓને પણ માન છે, તેઓપર જે તમોએ આડકતરી રીતે તમારી આડી ચાલ પ્રમાણે આરોપ મુકવાની તંજવીજ કરતા તમો પરીક્ષક પોતાનેં મને ઠર્યા છો, તેમાંજ તમારી શુદ્ધતા સીદ્ધ થતાં સમજાય છે કે સ્વાર્થ બાજીથી તંમારી આંખની કીકીઓ ઉલટી ગઇ છે, તેથી જે પોતામાં અવગુણો ભરેલાં છે, તે બીજાંમાં જોવાને જાહેરીમાં આવી પોતાની પરીક્ષા દુનીયાં હસ્તક કરાવી ખોટાઇના ડોળમાં બગ ભગતનો જુબો પહેરેલા જણાઓ છો.

**નામદાર આગાખાન સાહેબને** જગત સારી રીતે જાણે છે, તેમ અમો જણાવવાને તૈયાર રહીએ છીએ કે, અમારા પય-

ગમ્બરનાં જમાનામાં **હઝરત અલી** (અ) હતાં, તેજ એ ઝમાનામાં **આગાખાન સાહેબ**નાં સ્વરૂપમાં પ્રગટ છે, જેવણ પુર્વે **શ્રી કૃષ્ણ**નાં નામે ઓળખાતા હતાં, તેના માટે **શ્રી કૃષ્ણ**નાં વાક્યો યાદ કરો તો સમજાશે કે ઇનશાનની શું ફરજ છે.

## શ્લોક.

**समो अहं सर्व भूतेषु नमेद्वेष्यो अस्ति न प्रिय**
**ये भजन्ति तु मां भकत्या मयि ते तेषु चाप्यहम् ॥**

**સઘળા જીવોને વિષે હું એક સરખો છું. મને કોઇ અપ્રીય નથી. જેઓ મને ભકિતથી ભજે છે તેઓ મારામાં રહેલા છે. અને હું તેઓમાં રહેલો છું.**

ત્યારે આ પ્રસંગે વીચારવાની જરૂરત એ છે, કે **પવિત્ર જ્યોતિ** યાને **ખુદાઇ નુર**ને સર્વે પ્રાણી સમાન છે, જ્યારે તમો આર્ય સમાજીયો પંડિતો કોઇને કાફર ઠેરવો છો ત્યારે કોઇને દાણવોની ઉપમાં આપો છો, એકંદર સરવેને નીચા ગણીને પોતાને શ્રેષ્ટ બતાવો છો, તે ફક્ત મોઢાનાં લબરકાથી અને વાતોનાં તડાકાથી થયું, શું ? કાંઇ દુનીયા એમ માની લેવાની હતી; અથવા તમારી પાસે દુનીયાને

મનાવવાનાં તેવા કોઇ કરામતી દસ્તાવેજ છે, જ્યારે તેવું કાંઇ નથી ત્યારે તમો ધર્મને બહાને પડદા પછવાડે રહી લોકોની નીંદાઓ કરી પાપ પોટલા બાંધતાં નજરે પડો છો, તેવું મુકીને પરમ પુરૂષને શરણે થાઓ તેના માટે તેનાં આ નીચેનાં વાકયોનો મર્મ સમજી શોધી કહાડીને ક્ષમા મેળવો તો સારૂ છે.

શ્લોક.

सर्व धर्मा न्परितज्य मामेकं शरण व्रजः ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षविष्यामि मा शुचः ॥

भ॰ गीता ६'१

અર્થ.

સર્વ ધર્મોનો પરિત્યાગ કરી એક મારે શરણે આવ, હું તને સર્વ પાપોથી છોડવીશ શોક ન કર,



# શું હઝરતઅલી નુશેરીના ખુદા હતા ?

## સવાલ ત્રીસમું.

—:૦:—

હવે આપ ખુદાનો ખોફ રાખી પોતાની કિર્તી તથા જાહોજલાલી અને માતબર મિત્રો તથા ગોઠીયાઓની કીર્તિ તથા ખ્યાતિ નેમ દૃષ્ટિ મર્યાદામાં રાખી બાપડા ભોળા તથા વિશ્વાસુ મુરીદો આગળ પોતે ખુદા તથા પૈગમ્બર બની રાજ્ય સ્વર્ગ અને હુરોની લાલચો તથા ચકમાઓ આપી નિર્દયતાથી નાણાં નહી મેળવવા જોઇએ, અને તેમને વેદ તથા ઇશ્વરથી ગુમરાહ કરી પોતાની પુજા નહિ કરાવવી જોઇએ, આવા મહા ધાસ્તી તથા અપમાન ભર્યા આરોપ તથા ડાઘથી આપે પોતાને બચાવવો જોઇએ

—:૦:—

## જવાબ ત્રીસમો.

—૦:—

"ચીમકી"

તાસકે તકરીર સે કેશર ગધા હોતા નહી,
ઉસતખ્માં ખાયા તો કયા હુવા કવા હુમાં હોતા નહી.



ખ્ના ? જરા પરમાત્માનો ડર રાખી આવા કપટ ભરેલા પ્રપંચી લખાણો લખીને નાહક દુનીયાની સપાટી પર ભંગાણ પડાવવાનું ભયંકર કૃત્ય કરતા અચકાઓ, જો કે એવી રીતે ખોટું કરવામાં તમોને તમારી સમાજ તરફથી ધન મેળવવાનું મોટા લાભ છે. પણ તેનો નુકશાન તપાસતા ફક્ત તમારા સ્વાર્થ માટે હજારો અને લાખો માણસો હરકતમાં આવી પડે, તે એક કાળામાં કાળો તમારે શીર ડાઘ છે. તેથી બચો, જો તમોને લાજ છે, કારણ કુડ કપટથી જે શખ્સ પોતાનાં પેટ ખાતર પાખંડ ઉભો કરે છે, તેને કુદરત પણ સહાયતા આપતી નથી, તેથી યાદ રાખજો થોડા દીન સુખ વૈભવ ભોગવશો, જ્યાં સુધી તમારા કેટલાંક સમાજીયો તમારા ચકમાઓ પાછળ ચસકેલા હશે, તો પણ છેવટે તમારી ખોટી આશા નષ્ટ થશે, અને ભયાનક નીરાશીમાં સપડાતા નાશીપાસ થશો.

પંડિતજી અમો અજબ નથી થતાં, કે તમો અમારા **સત્ય પંથથી** વિરૂદ્ધ શા માટે જાઓ છો, કારણ કે અમારા એ **સત્ય પંથને** વિરૂદ્ધ કામ કરનારા દરેક ઝમાનામાં દેખાયા છે, અને તેઓ છેવટ રાવણ પેડે રાની ગયા છે, છતાં **સત્ય પંથને** કાંઇ પણ અલવલ આવ્યા વગર ઓર પણ વધારે ઝળકાટ પર ઝળકાટ છે, આજથી તેરસો વર્ષ ઉપર પણ અમારો પંથી હતો, જે **નુશેરી** તરીકે ઓળખતો હતો, તેને અમારા **હઝરતઅલી** (અ) ને ખુદા તરીકે યાદ કર્યું તે વખતે જે તમારા જેવા પંડિત **મોલવીઓ** તથા

**મુલ્લાઓ** હતાં, તેઓ નુશેરીને પકડીને **હઝરત અલ્લી** ( અ ) પાસે ફરયાદ લઇ આવ્યાં ત્યારે **હઝરત અલ્લી** (અ) તે નુશેરીને આપની ઝુલફીકારથી સીંતેર વખત માર્યું અને ફરીથી તે સીંતેર વખત સજીવન થઇ, **હઝરત અલ્લી** (અ) ને ખુદા કહેતો રહયો, જ્યારે તેની એવી દ્રઢતા જોવામાં આવી. અને મુલ્લા તથા મોલવી ઓએ ચમત્કાર જોયો, ત્યારે થર થર ધ્રુજવા લાગ્યા, ત્યારે **હઝરત અલ્લી** (અ) દાખલો બેસાડયો કે મજકૂર જુલફીકારથી લાખો અને કરોડો કાફેરો કપાઈ ગયાં છે, તેમાંથી સજીવન કોઈ નહી થયો, સબબ કે તે ગુમરાહ હતાં, ત્યારે નુશેરી હક રાહપર મુસતકીમ હોવાથી તેને કાંઈ પણ નહી થતાં, તેમાંના આજે લાખો નુશેરીઓ હસ્તી ધરાવતા નજરે પડે છે, જેને **અલ્લાહ પાકે** પણ પોતાના **કલામે મઝીદ**માં મના કરેલી નથી, તેવીજ કોમ બીજી એક એરાંન પ્રગણામાં **ઇલેબીન**નાં પહાડ નીચે વસે છે, તથા **પાંમીર**ની ખીણોમાં હસ્તી ધરાવે છે, જે **શેખ**ને નામે ઓળખાય છે, અને તમામ મુસલમાનોથી તેનો ખાનદાન શ્રેષ્ટ મનાય છે, તે પણ **હઝરત અલી** (અ) ને ખુદા તરીકે માને છે, તે પ્રત્યે ત્યાંની સઘળી વસ્તીને માન છે, અને એવી રીતે માનવામાં **સુફીઝમ** પર ચાલનાર દરેક મુંસલમાન તૈયાર છે, જેવી રીતે થોડા દીવસ પર **અખબારે ઇસલામ**ના એડીટર **કાજી ઇસમાઇલ** પોરબંદરીએ પોતાના પેપરમાં **ઇલ્મે મનતક** જાણનાર **હઝરત અલી** (અ) ને ખુદા કહી શકે છે, એમ કબુલ કર્યું છે, જેવણુ એક ચુસ્ત સુન્ની ફીરકાનાં છે, તેવીજ રીતે અનેક **શાએરો** પણ પુરાવા આપી રહ્યાં છે; તેથી સીદ્ધ થાય છે, કે સત્ય છુપાતું નથી.

"બેશક."

**તલવાર દી અલ્લાહને બેટી દી રસુલીલ્લાહને,**
**બેશક નુશેરી કે હો ખુદા મોલા અલી મુશકીલ કુશા.**
"અકબર."



પંડિતજી આ મત વિરૂધ્ધ જનારાઓ ફકત મોલવી મુલ્લાઓ જાહેલો અને અભણ વર્ગનાં લોકો છે, અથવા તો તમારા જેવા દ્વેષભાવથી બળનારા પંડિતો છે. બાકી સાચ કદી પણ છુપાતો નથી. વિરૂધ્ધી કેટલા પણ વિરૂધ્ધ જવા છતાં અંદરથી સચાઇ નીકળી આવે છે, જેમ તાજો દાખલો, **અખબારે-ઇસલામ**નાં એડીટરે, વિરૂધ્ધાઇ કરી છતાં તેમાંથી સાચ ઝબકી નીકળ્યું અને **અલી** ને **અલ્લાહ** તરીકે કહેવું તે ગવાહી આપી, પ્રત્યેક નુરની વીગત આપતાં કહીશું, કે પ્રથમ **હઝરતઅલી** (અ) થી ક્રમવાર **હઝરત જાફરે શાદીક** (અ) સુધી અરબીઆમાં **મકકા મદીના** વચે રહ્યા, ત્યાર બાદ **હઝરત ઇસમાઇલ** (અ) થી તે **હઝરત તકી મોહમદ** (અ) સુધી **ઇસલામીયા અને સલમીયા** વચે વશવાટ કર્યું, ત્યારબાદ **હઝરત રજી અબદુલ્લાહથી હઝરત મનસુર** (અ) સુધી **મહેદીઆ** નામનો કીલ્લો બંધાવી તથા તેજ નામનો ગામ વસાવીને વીરાન થયા, તે પછી **હઝરત મોએઝ** (અ) થી **હઝરત શાહ નીઝાર** સુધી કેરો શહેરમાં દોર દમામ સાથે દુનીયા પર સર્વોપરીપણું ભોગવનારી બાદશાહી ચલાવી, તેનાં બાદ **હઝરત હાદી** (અ) થી **હઝરત રૂખનુ-**

**દીન ખુરાશા** (અ) સુધી **આલમોત**ના પહાડપર કરરો ફર સાથે વાવટો ફડકાવ્યો, તે પછી **હઝરત શમસુદીન મોહમદ** ( અ ) થી **હઝરત આગા શાહ ખલીલ્લાહ** (અ) સુધી એરાન દેશમાં બાબક, આજર બૈજાન, મેલાત, યઝદ, વીગેરે સ્થળોમાં વાશ કરી રહ્યા, ત્યાર બાદ **હઝરત આગા શાહ હશનઅલી** (અ) થી **હઝરત હાઝર ઇમામ મૌલાના શાહા આગા સુલતાન મહમદશાહ** (અ) નો વસવાટ હીન્દમાં રાખીને હીન્દુસ્તાનને ખુશ નશીબ બનાવ્યું.

ઉપલી વીગતોથી જ્યારે શીલશીલો સ્પષ્ટ થાય છે, અને તે વીગત ને વળી **કુરાને શરીફ** ટેકો આપતાં **ઇમામેમુબીંન** યાને જાહેર ઇમામ તરીકે સ્વીકારે તે ખરી વીગતો **સતપંથ** પર આવીને ગુમરાહ યાને મુનકેર થઇ જનાર માટે ચકમાઓ છો, તેવી રીતે પંડિતજી તમારા વિચારોને **વેદ** અને **કુરાને શરીફ** વિરૂધ્ધ હોવાનાં કારણે ઇશ્વરથી ગુમરાહ જોતા ભાળું છું, સબબ કે **સ્વર્ગ** તથા **અપસરાઓ** વીગેરેની **વેદ** તથા **કુરાન** માં પૃથા પડેલી છે, તેને તમો ચકમા સમજો છો, બસ એજ તમારૂ મુનકેરપણું છે, તેથી ઇશ્વર યાને ખુદાઇ નુરની પરસ્તી એટલે પુજા કરવાથી તમો મુજાઓ છો અને અકળાઓ છો, એ તમારા માટે એવી ભય કરતા છે કે જેનો ડાઘ પ્રલ્યકાળ સુધી તમારા પરથી મટવાનો નથી.

પંડિતજી **અથર્વ વેદ**નાં આધારે હાલમાં એટલે છેલ્લા કળીયુગમાં **ઇશ્વરી** સ્વરૂપ **હઝરત મોહમદ મુસ્તફા** (અ) થી સમ્પુર્ણ થશે. અને તેઓનાં કલામ મુજબ પોતાના **અહેલેબૈયત** એટલે ગર-

**વાળાઓમાંથી** નુર પ્રકાશમાન થઇને દુનીયાને હીદાયત કરનાર તરીકે બહાર આવશે, તે આગાહીઓથી શીલશીલાવાર **નામદાર આગાખાન સાહેબ** અમારા પયગમ્બરની ઓલાદમાંથી ઉતરતા **હઝરત અલી** (અ) ની ગાદીના વારેશ અને માલેક છે, તેથી તેવણુ નામદાર અમારા સાહેબ હોવાનું દાવો કરતાં કહીશું, તમો ચુપ રહો, અને કહો ? જ્યારે **પ્રભુની પ્રભુતા** નજરે પડે છે, ત્યારે અવશ્ય તે પ્રભુ પણુ જાહેર થઇ તે સંસાર સમાજને આનંદ રૂપે મળવો જોઇએ નહી તો જેમ એક શાએર કહે છે કે પ્રભુનાં દર્શન કર્યા શીવાય મરી જવું તે શોકજનક ને ઇનશાનીને લાંછન લગાડનારૂં છે.

" યારકું. "

**શદ હએફ અએ ફાજલ ચલે જહાં ધરેગ.**
**દેખે બીના યાર કું જાના રવા નહી.**

" ફાજલ "



# શું શાન્તિથી પોતાના પંથીઓ વધારવા મના છે?

## સવાલ એકત્રીશમો.

તા. ૨૩ મી જાન્યુઆરી સને ૧૯૧૪ ની સાંજે આપે પોતાના બંગલાપર વગ વાળા હિન્દુ ડેપ્યુટેશનને જેને આપે પોતેજ દરખાસ્ત કરી બોલાવેલ હતું, તેમની રૂબરૂમાં આપે એવી કબુલાત આપી હતી કે, હું મારા હીંદુ મુરીદોને મુસલમાન બનાવવામાં જરાપણ રાજી નથી, બલ્કે તેઓ હિન્દુ રહે તો હું ખુશી છું. અને વળી આપ તેમને શીઆ ઈમામી ઇસમાઇલી નહી બનાવશો. એમ આપે ફરમાવ્યુ

હતું કે આપને હિન્દુઓ સાથે વધુ મોહબત છે, અને એજ કારણ છે. કે મોટા મોટા મુસલમાનો આપ સાથે રસ્ક તથા હશદ કરે છે, પરંતુ થોડા દહાડા થયા આપનાં તરફથી તે કબુલાત વિરૂદ્ધ વર્તન થવા માંડ્યું છે, અને આપના મીશનરીઓ આપના મુરીદોમાં ભમતા હીન્દુ મુરીદોને જાહેર રીતે શીયા ઇમામી ઇસમાઇલી મુસલમાન બનાવે છે, અફ્સોસની વાત છે કે આપ જેવા માતબર કીર્તિવંત, અને કોમના લીડરોમાંના મુખ્ય આવોજ વાયદો અને બોલ પાળી બતાવે ઇશ્વર કરે ને તેમ ન થતે પરંતુ બનાવો ખુલ્લે ખુલ્લા જાહેર છે, તેથી અમો તે પ્રત્યે કેવી રીતે આંખ બંધ કરી શકીએ.

## જવાબ એકત્રીશમો.

"અંગાર."

સત્ય નથી જે કુળની અંદર પડો તેમાં અંગાર,
પાણી વીલોવે ફીણુ વળે, નીકળે ન મતલબ શાર;
પ્રતિજ્ઞા એ પ્રથમ કીધી. હીન્દુએ હીંમત કીધી.

"વરતેજી"

—:*:—



ઝા અમોને ખુશી એટલા માટે ઉપજે છે કે ફરીથી આએ સવાલ ઉભો કરીને અમારા તમારા વચ્ચેની જુની મુલાકાતની તાજી યાદ આપે તેમ છે, તે વખત યાદ કરતા કહીશું કે તમારી તે પ્રસંગની મુંબઇની આમદ અને તે દરમ્યાન ભોગવેલી હાડમારીઓ અને ઉપાડેલી મુશકેલીઓ તમારા અંતઃકરણમાં હજુ વેર શાલતી હશે, તેથી ફરીથી મુંબઇમાં મોઢું બતાડવા જેવા તમો રહ્યા નથી કારણ તે વખતે તમારી અમારી વચ્ચે સવાલો મુખ્ય બે હતાં, એક સવાલ પ્રથમ **હાજી મહમદ રહીમ જેનુલ આબદીનનો** એ હતો, "કે **નામદાર આગાખાન સાહેબ** કહે છે, કે હું ખુદા છું, તેનો પુરાવો શું. ત્યારે બીજી પળે અમારો સવાલ એ હતો કે તમો લખો છો કે "થોડા દીન પછી નામદાર આગાખાન સાહેબની બહેસ્તની સએર કરાવીશું, તે બહેસ્ત કઇ, તે બતાવવા કૃપા કરો, તે વખતે અમારા સાથે તમારા **કાકડવાડીના** મંદીરમાં લગભગ બીજા પણ અમારા ૪૦ થી ૫૦ ભાઇઓ હતા, જેવણુ સર્વે અને અમો એ સવાલોનાં જવાબ સાંભળવા ઘણા ઇંતેજાર હતા, પણ છેવટ નીષ્ફળ નીવડયા, કારણ તેનો પ્રત્યુતર તમારા તરફથી નહી મળતાં, બીજી આડી અવડી વાતો કરી અમારો મુદદો ભુલાવવાની ભુલ થાપ આપવાની ફરેબ બાજી ચાલુ કરી, છતાં અમો તમારી એ રૂઢી જાણવાથી ચલાયમાન ન થતાં તેજ પોઇન્ટો પર કાયમ રહ્યાં ત્યારે જે **પંડિત બાળકૃષ્ણ શર્મા** હાજર હતાં, તે તરફ

રજુ થતાં. તેવણે તમોને દબાણથી કહ્યું, " પંડિતજી યેહ પુછતે હયે ઊસકા જવાબ દો " ત્યારે તમારી પાસે જે પુસ્તકો પડેલા હતાં તેને ઢોંગથી ફેરવવા લાગ્યાં, ખામોશ રહ્યા, સાથે સાથે તમારા ચહેરા પર નીરાશીના આશાર ફેલાઇ ગયા ત્યારે અમારા તરફથી કહેવામાં આવ્યું કે " કયા પંડિતો કી યેહ રશમ હયે કે ખીડકી ખોલ કે પથ્થર ફેંકનાં ફીર ખીડકી કું બંદ કર દેના " તેમ કહેવાથી **પંડિત બાળકૃષ્ણ શર્માને** ખોટું લાગતા જરા ગુસામાં આવીને તમોને કહેવા લાગ્યા કે " જબ તુમારે કહેને કે મુતાબીક તુમારી પાસ કોઇ દલાલ નહી હયે તો કયા જરૂર થી સ્ટેઝ પે બોલને કી "તેના પરિણામે તમોને બીજી વખતે સ્ટેઝ પર ઉભો રહેવાને પ્રસંગ મળ્યો નહી. અને અમો જ્યારે નાશીપાશ થયા ત્યારે અમારા ભાઇઓ જેઓ ઝીયાઉલ અનજુમન ઇસલામના આગેવાન છે, તેના સેક્રેટરી **મોલવી અબદુલ રઉફ સાહેબે** એ હેન્ડબીલ બહાર પાડીને તમો પંડિતને એક રજીષ્ટર કાગળ મોકલીને આમત્રણ કર્યું, તેમાં જણાવેલ કે તમારા આર્ય સમાજથી **આગાખાની મઝહબમાં ખુબીઓ ઘણી વધારે છે.** તે બાબત પર વીવેચન કરવામાં આવશે. તે પ્રસંગે જે તાડદેવ પર કપડવણજવાળા વોરાની વાડી છે, તેમાં સભા બોલાવવમાં આવી હતી. ત્યાં હજારો માણસો ભેગા થયા હતાં. તેમાં તમારી ગેરહાજરી માલુમ પડતા લેકચરરે **સૈયદ મોલવી હકીમ મહમદ યુશફ અશફહાની** અનજુમન તરફથી દીલગીરી જાહેર કરતાં તમારા ગુરૂ દયાનદના લખેલા પુસ્તક **સત્યાર્થ પ્રકાશમાંથી** સાબીત કરી બતાવ્યું હતું, કે **નીયોગ** જેવા પાપમાં નાંખનારી બીનાથી **નામ-**

દાર **આગાખાન સાહેબ**નાં મુરીદો જે એક મુસલમાનોનો માંહેનો ફીરકો છે; તે ઘણી ઉતમ ખુબીઓ અને ફીલોસોફી ધરાવે છે, તે એતેબાર પુસ્તકોનાં આધારે સીધ્ધ કર્યું હતું. તેથી શ્રોતા જનો ઘણા ખુશ થયા ત્યાર બાદ તમો એકાએક મુંબઇ છોડી ઉપડી ગયા હતા, જ્યારથી હમણાં સુધી પાછા નજરે ચડયાં નથી.

હવે મુખ્ય મુદ્દાપર આવતા કહીશું, કે તમારા કહેવા મુજબ જે વગવાળા હીન્દુઓનો ડેપ્યુટેશન **નામદાર આગાખાન સાહેબ** પાસે ગયો હતો, તે ફક્ત ત્રણ આસામીયોનો બનેલો હતો, તે ડેપ્યુટેશન સાથે જવા માંટે તમો બે નશીબ નીવડયા હતા તેથી તમારી ઉપર લખેલી બીના કોઇ પણ ખરી નહી માનતા, તે પ્રસંગોપાત જાણીતા ગુજરાતી પેપરમાં ચાલેલી ચર્ચાઓ તથા બીજા પેપરમાં આવેલી વીગતો રજુ કરીશું. તો ઘણી ઉપયોગી થઇ પડશે.

---

# ગુજરાતી.

**તા. ૮ મી ફેબ્રુઆરી સને ૧૯૧૪.**

## આર્ય સમાજીઓ તરફનો ખુલાસો.

## पंजाबना हिंदीओ संबंधी खुलासो.



સાહેબ જત લખવાનું જે હાલ થોડો વખત થયો મુંબઇનાં વર્તમાન પત્રોમાં પંજાબના હિંદુઓ સંબંધી જે ચર્ચા ચાલે છે તે

સંબંધમાં તા. ૨૩ મી જાન્યુવારીને દિવસે અમોએ નામદાર આગાખાન સાહેબની મુલાકાત લીધી હતી.

પ્રથમ તો અમે નામદાર આગાખાનને મળવા ગયા હતા તે હિંદુ ડેપ્યુટેશન તરીકે ગયા હતા એજ છાપવું ભુલ ભરેલું છે. ખરી વાત તો એ છે કે લાહોરના "ટ્રીબ્યુન" પત્રમાં તેમજ અત્રેના કેટલાંક રોજીંદા પત્રમાં મોટા મથાળા સાથે એમ છાપવામાં આવ્યું હતું કે ૪૦૦ હિંદુઓ મુસલમાન થનાર છે એવી જોશભેર અફવા ચાલે છે. જ્યારે આ વાતો અમે છપાયેલી જોઇ તથા કેટલાક પંજાબના બંધુઓએ અત્રે આવી અમને તેમ થતું અટકાવવા આગ્રહ કર્યો ત્યારે ડા. કલ્યાણદાસે આર્ય સમાજ તરફથી તથા મી૦ મોતીવાળાએ પોતા તરફથી નામદાર આગાખાનને તાર કર્યા. તારની એ મતલબ હતી કે "ગામમાં અફવા ચાલે છે કે હિંદુઓની મોટી સંખ્યાને આપ મુસલમાન બનાવનાર છો. જો તે ખરૂં હોય તો અમારી આપને વિનંતિ છે કે હિંદુઓમાં અસંતોષ ન ફેલાય માટે આપ તેમ કરશો નહી." અમારા તારપરથી આપ જોઇ શકશો કે અમે તે વાત ખરી માની બેઠાજ નહોતા. હિંદુઓએ અમને પ્રતિનિધિ નીમ્યા નહોતા અને અમે નામદાર આગાખાનને જાતે મળવા ઇચ્છા પણ દર્શાવી નહોતી. નામદાર આગાખાને પોતાના તરફથી મી૦ નવરોજી ડુમસીયાને મોકલી અમને શધ્યારો આપ્યો કે તે અફવા ખોટી છે, તથા જણાવ્યું કે તેઓ અમને જાતે મળવા ઇચ્છે છે. આપના પત્રમાં પણ તે સ્પષ્ટ થયલું છે.

જાહેર છાપાઓમાં એમ લખવામાં આવ્યું છે કે નામદાર આગાખાને અમને કહ્યું:—" આવી બેહુંદી ખબરને તમે માનીને મારી

ઉપર. બેહુદો તાર મોકલાવ્યો તેથી મને દીલગીરી પેદા થાય છે. હું તમારી પાસે સાબીતી માગુ તો એ બાબતની તમારી પાસે શું સાબીતી છે એવી ખેદકારક ખબર માની લઇને તે ફેલાવવાથી ખેદ-કારક પરિણામ આવે." તે વાત તદન ખોટી છે, ને અમારા તરફથી સત્તાવાર રીતે અમે એમ જાહેર કરીએ છીએ કે આવી અસભ્ય વર્તણુંક અમારી સાથે નામદાર આગાખાને ચલાવી નથી. ઉલટું તેઓએ પુરતા માનથી મળી અમારી સાથે ખુશખુશાલ વાતચીત કરી જણાવ્યું હતું કે આ વાત ગામમાં ચાલી છે તે ખોટી છે, તેઓએ જાહેરમાં જેમ જણાવવામાં આવ્યું છે તેમ હિંદુઓ તરફની પોતાની ઉંચી લાગણી જાહેર કરી હતી તથા જણાવ્યું હતું કે પંજાબના જેવો હિદુ મુસલમાનનો કડવાસ અત્રે નહી ફેલાય તેમ તેઓ ઇચ્છતા હતા. હિદુઓ તરફની ઉત્તમ લાગણીના પુરાવામાં તેઓએ હિંદુ યુનિવર્સીટી તરફની પોતાની ઉચ્ચ લાગણી આદિ બીજી ઘણી સારી વાતો કરી હતી. અને ત્યારબાદ નામદાર આગાખાને ડા. કલ્યાણદાસને આ ખબર ખોટી છે એમ જાહેર કરવા રજા આપી હતી. પણ ડા. કલ્યાણદાસે ફક્ત આર્ય સમાજની મીટીંગમાંજ તે જાહેર કરી સંતોષ પકડ્યો હતો, જાહેર છાપામાં જેમ જણાવવામાં આવ્યું છે કે 'મી૦ મોતીવાળાને એ બાબતની સાબીતિ વિશે પુછતાં તેવણે જણાવ્યું કે તેવણને ખબર આપનારનું નામ પણ તેવણને માલમ નહી હતું અને તેવણની પાસે કાંઇ પણ સાબીતી હતી નહિ. નામદાર આગાખાને તેથી ઘણા ખેદ સાથે કહ્યું કે "તમોને ખબર આપનારનું નામ પણ તમે જાણતા નથી અને એવી ખોટી વિગતને

માનો છો તે સારૂં નહિ." આ વાત પણ તદન ખોટી છે. અમે ખાત્રીપૂર્વક જણાવીએ છીએ કે નામદાર આગાખાને આવા સવાલ મી. મોતીવાળાને કર્યાજ નહોતા. ઉલટુ દીલગીરી સાથે અમને જાહેર કરવાની ફરજ પડે છે કે અમને પાકે પાયે ખબર આપનાર પંડિત રાધાકૃષ્ણને આ મુલાકાત દરમ્યાન અમે સાથે લઇ જવા માંગતા હતા; પરંતુ નામદાર આગાખાનના એજંટ મી. નવરોજી દુમસીયાને જ્યારે અમે તે વિશે જણાવ્યું ત્યારે તેઓએ ફકત મુંબઇ સિવાયના બીજા કોઇ પણ આસામીને સાથે લઇ જવા દેવાની ચોખ્ખી ના પાડી હતી. આ કારણને લીધે પંડિત રાધાકૃષ્ણ જેઓ અમારી સાથે હતા તેઓને મી. મોતીવાળાને બંગલે તેમની મરજી વિરૂદ્ધ અમારે પાછળ રાખવા પડયા હતા. જો નામદાર આગાખાને અમારી પાસે પુરાવા માંગવાની વાત ખરી હોય તો તે ગૃહસ્થને અમે તરત મી. મોતીવાળાને બંગલેથી તેડાવી બે મિનિટમાં રજુ કરી શકતે. વળી નામદાર આગાખાને ડા૦ કલ્યાણદાસને કોઇ માણસ જો હોય તો રજુ કરવા બાએ જે જાહેરમાં છાપવામાં આવ્યું છે તેવું કશું કહ્યું હતું નહિ.

લી. સેવકો,

**ભવાનીદાસ નારણદાસ મોતીવાળા.**

**કલ્યાણદાસ જે. દેશાઈ.**

**રણછોડદાસ ભવાન લોટવાળા.**

---

# ગુજરાતી.

ફેબરૂઆરી તા. ૨૨ મી ૧૯૧૪.

## આર્ય સમાજીઓને જવાબ.



## ચર્ચાપત્રો.

### પંજાબના હિન્દુઓ સંબંધી ખુલાસો અને તેના પર ખરા અજવાળા સાથે બે બોલ.

સાહેબ,—ચારસો હિંદુઓ મુસલમાન થનાર છે, એ ચર્ચાના બારામાં શેઠ ભવાનીદાસ નારાણદાસ મોતીવાળા તથા ડાકટર કલ્યાણ દાસ જે. દેશાઇએ, એમણે નામદાર આગાખાન સાહેબને તાર કરેલ કે "ગામમાં અફવા ચાલે છે કે, હિંદુની મોટી સંખ્યાને આપ મુસલમાન બનાવનાર છો તે ખરૂં હોય તો અમારી આપને વિનંતિ છે કે હિંદુઓમાં અસંતોષ ન ફેલાય માટે આપ તેમ કરશો નહીં." તેના પછી મી૦ મોતીવાળા તથા ડા૦ દેશાઇ અને નામદાર આગાખાન સાહેબની મુલાકાત દરમ્યાન આગાખાન સાહેબે કીધું જે એ બીના ખોટી છે એમ મી૦ મોતીવાલા તથા ડા૦ દેશાઇ લખે છે.

ઉપલા તારમાં જણાવેલ છે જે "અસંતોષ ફેલાશે" તો તે તરફ ભાર દઇ બોલીશું. જે આખી દુનિયાની સપાટીપર નામદાર આગાખાન સાહેબ મોટીસંખ્યાનાં મુરીદ ધરાવે છે, જેમાં આરબ તથા બદકશાની પઠાણો તથા તેના સિવાય પંજાબમાં હિંદુ શમશી-ઓનાં નામે ઓળખાય છે તથા કાઠિયાવાડ, કચ્છ, ગુજરાતમાં પણ હીન્દુ મુરીદો વસે છે જે ગુપ્તીઓને નામે ઓળખાય છે અને તે લોકોમાં બોધ કરવા માટે હમેશાં નામદાર આગાખાન સાહેબનો "મીશન" છે, તેઓ હિંદુઓને પોતાનાં ધર્મનો ઉપદેશ કરીને પોતાના ધર્મબંધુઓની સંખ્યામાં મુંગે મોઢે વધારો કરતાં રહે છે પણ તેવો અસંતોષ આજ દિન સુધી ફેલાયલો નથી, પણ હમેશાં શાંતિજ જોવામાં આવે છે.

પણ ખરૂં પુછતાં એ ચર્ચા ફેલાવનાર આર્ય સમાજી પંડિત મી. રાધાકૃષ્ણજ છે, કારણ કે જણાવવામાં આવેલ છે જે "પાકે પાયે ખબર આપનાર" મી૦ રાધાકૃષ્ણ છે, હવે તેના પર હું બોલીશ. જે મી૦ રાધાકૃષ્ણે આપ સાહેબોને આ ખબર બીલકુલ ખોટી અને નાપાયદાર આપીને આપ સાહેબોને ખોટે દોરવ્યા છે. પણ ખરૂ પુછતાં જે પંજાબીઓ નામદાર આગાખાન સાહેબની મુલાકાત લેવા આવ્યા હતા તે ઘણા વખતથી આગાખાની ઇસમાઇલી થઇ ચુકયા હતા જેઓનાં નામો પબ્લીક છાપા દ્વારે લગભગ અઢી વરસ પર આવી ગયાં હતાં. તેમાં તેઓએ જણાવેલું જે અમોને કોઇએ હિંદુ સમજવા નહીં અને અમો આગાખાની ઇસમાઇલી છીએ, જેના વધારે પુરાવા તરીકે અમો પંજાબ ગએલા તે સફર દરમ્યાન પેશાવર તથા રાવળપીંડી તથા લાહોર અને મુલતાન તથા સીયાલકોટ અને કમલપુર વિગેરે વિગેરે જ્યાં જ્યાં

પંજાબી શમ્સી વસે છે તે લોકોએ પોતાની દુકાનો પર તેમજ જમાત ખાના પર ખુલ્લાં ઉપલી બીના પ્રમાણે બોર્ડ પણ લટકાવેલાં છે. જ્યારે એ બીના એટલી જગ જાહેર હોવા છતાં મી૦ રાધાકૃષ્ણને એવું ખોટું કહીને બેદીલી ફેલાવવામાં શો હેતુ હશે તે સમજાતું નથી.

બીજુ ઉપલા તારમાં કહેલ કે તેમ " કરશો નહી." તે પર અમો ભાર દઇને બોલીશું, જે. ડો. દેશાઇની પાસે કેટલાક ગૃહસ્થો આર્ય સમાજમાં દાખલ થવાની ઇચ્છા બતાવે, અને તે સંજોગ વચ્ચે તેવણના લાગતાવળગતા ડો. દેશાઇ પાસે આવીને કહે કે " તેમ કરશો નહી " તો ડો. દેશાઇ તેવણનું સાંભળીને ધર્મબંધુઓમાં થતો વધારો શું નહી કરશે ? મારા વિચાર પ્રમાણે વધારો કરશે પણ તે " તેમ કરશો નહી " એમ કહેનારને કેવું ગણશે જેની ગણતરીની મુનસરી હું મી૦ મોતીવાળાનેજ સોંપું છું.

દાખલા તરીકે પોતાના ધર્મ તજનારને ફરી ઠામ લાવવાં માટે મહાન પુરૂષો તથા મહાત્માઓ તે ધર્મ તજનારને સાચો ઉપદેશ કરી પુરતી સમજણ આપીને સત્યતાની આસ્થા બેસાડીને ઠામ લાવતા હતાં જેથી ભવિષ્યમાં ફરીથી પોતાના ધર્મ પર મજબુત અને મક્કમ રહે. પણ મી૦ મોતીવાળા તથા ડા. દેશાઇએ તો વટલી જતાં ધર્મબંધુઓને ઠામ લાવવા માટે સહેલાઇ અને સરલ રસ્તો એકદમ નવો શોધી કાઢયો જેના માટે તેવણને ખરેખર ધન્યવાદ ઘટે છે.

છેવટે હું સુચના કરીશ કે સાહેબો ? તમારા ધર્મબંધુઓને બીજા ધર્મમાં જતાં અટકાવવા હોય તો તેવણના દીલ જીતવા માટે કોઇ

સાચા સંત્પુરૂષોનો સમાગમ કરી તેવી કળા મેળવીને જાહેર પડો, તોજ કાંઇ કરી શકશો અને ફત્તેહ મેળવશો. બાકી કોઇના ધર્મગુરૂઓ પાસે જઈ વિનંતિ કરવી એ ગોયા પોતાની નબળાઇ જાહેર કરવા બરાબર છે.

એ. જે. ચુનારા.



# ગુજરાતી.

ફેબ્રુઆરી તા. ૨૨ મી સને ૧૯૧૪.

## એડીટ્રીયલ કૉલમ.

**घेली सासरे न जाय डाहीने सिखामण दे.**

બ્રિટીશ અમલની જે એક મહાન ખુબી છે, અને બ્રિટીશ અમલ હિન્દમાં જે અત્યંત લોકપ્રિય થઇ પડયો છે તેનું એક એવું છે કે દરેકને પોતપોતાનો ધર્મ માનવાની જેમ છુટ છે તેમ દરેકને પોતપોતાના ધર્મનો, બીજા ધર્મના અનુયાયીઓની લાગણી અયોગ્ય રીતે ન દુઃખાય એવી શાંત અને સમજુક રીતે ફેલાવો કરવાની પણ છુટ છે. ખ્રિસ્તી મીશનરીઓ આ દેશમાં ઇસુના મતનો ફેલાવો કરવાને આવે છે અને તેઓ ઉપરની રીતિએ પોતાનું કાર્ય કરતા હોવાથી તેમને કોઇ અટકાવ કરતું નથી. ઇસલામી મતનો ફેલાવો

થાય અને કોઇ કોઇ તે મત સ્વીકારે તો તેમાં પણ કોઇ અટકાવ કરતું નથી. હિન્દુ ધર્મનું બંધારણ વિલક્ષણ ભર્યું છે તેમાં પરમતનાને વટલાવી દાખલ કરવાની પ્રથા પડેલી નથી. અને તેથી તેઓમાં તેવો સવાલ ઉભો થાય તેમ નથી. પરંતુ સ્વામી દયાનંદે પંજાબમાં હિન્દુઓ વટલીને મુસલમાન અને ખ્રિસ્તી થતા હતા તેને વટલતા અટકાવવાને શુદ્ધિનો સિદ્ધાંત ફેલાવવાનો પ્રયાસ કર્યો અને તેને અનુસરતો મત પ્રવર્તાવવા માંડયો. કે પરધર્મીને હિન્દુ બનાવવાની પણ વેદમાં છુટ આપેલી છે. આવી રીતે મુસલમાન ખ્રિસ્તી કે કોઇ પણ પરપંથીને આર્ય સમાજીઓ હિન્દુ બનાવે છે. અને શુદ્ધિની ક્રિયા કરીને અસ્પસ્ય જાતિનાને પણ બ્રાહ્મણ બનાવે છે. વળી સ્વામી દયાનંદના અનુયાયીઓ પોતાનો મત પ્રતિપાદન કરવાને આવો પ્રયાસ કરતાં હોય તો તેમાં કાંઇ વાંધો કાઢી શકાય તેમ નથી. પરંતુ તેમના ગુરૂનો જાણે એવોજ આદેશજ જણાય છે કે સર્વ પરમતાનુયાયીઓના સિદ્ધાંતોની, તેમના આચાર્યોની અને તેમના મૂળ સ્થાપકોની હાંસી કરવી ને મનમાં આવે તેમ તેમને વિષે અર્થ અનર્થનો વિચાર કર્યા વિના બકવાદ કરવો, પરધર્મીને વટલાવવાની પોતાને પૂર્ણ છુટ ભોગવવાનો દાવો કરનાર આર્ય સમાજ તરફથી મુંબઇની તેની શાખાના બે આગેવાનો ડા. કલ્યાણદાશ જેકીશનદાસ દેશાઇ અને મી. રણછોડદાસ ભવાન લોટવાળા તથા પોતાની તરફથી મી. ભવાનીદાસ નારણદાસ મોતીવાળાએ ના. આગાખાનને કેટલાંક દિવસ ઉપર એક એવો તાર કર્યો હતો કે “ગામમાં એવી અફવા ચાલે છે કે હિન્દુઓની મોટી સંખ્યાને આપ મુસલમાન બનાવનાર છો. જો તે ખરૂં હોય તો અમારી આપને વિનંતી છે કે હિન્દુઓમાં અસંતોષ ન ફેલાય

માટે આપ તેમ કરશો નહિ. " આ તાર ખરેખર આશ્ચર્ય પમાડનાર છે. ના. આખાગાન પોતાના પંથના એક મુખી છે, તેમનું કાર્ય, લાભ અને કીર્તિ પોતાના મતનો ફેલાવો શાંત અને સમજુક રીતે કરવામાં છે. ધર્માચાર્યે તરીકે તેમની ખાસ એક ફરજ છે. તેમને બીજા હિન્દુઓમાં અસંતોષ ફેલાઇ તે માટે જે હિન્દુઓ તેમના પંથમાં પોતાની ઇચ્છાથી ભળવા માગતા હોય તેમને ભેળવવા નહિ એવી વિનંતી કરવી એનો અર્થ શો ? એક માણસ પોતાના અંતરની માન્યતાથી સ્વધર્મનો ત્યાગ કરી પરધર્મ સ્વીકારે તો તેમાં પરધર્મીના આચાર્યનો શો દોષ ? એ પ્રમાણે તો હમણાં થોડા વખત પર એક પારસી બાઇ ખ્રિસ્તી થઇ ગઇ તેને અટકાવવાને પારસીઓ પણ ખ્રિસ્તી ધર્માચાર્યને પારસીઓમાં અસંતોષ ફેલાવવાનો ભય દર્શાવી નોટીસ આપી શકતે ? ત્યારે તો મુસલમાનો અને ખ્રિસ્તીઓ પણ જે આર્ય સમાજ પરધર્મીને હિન્દુ બનાવે છે. તે આર્ય સમાજને પણ મુસલમાનો અને ખ્રિસ્તીઓમાં અસંતોષ ફેલાવાનો દમ શા માટે ભરાવી ન શકે ? મુસલમાન ભાઇઓ પેગમ્બર સાહેબ પાક મોહમદી મહઝબ માટે પરધર્મીઓએ શો મત ઉચ્ચાર્યો છે. તે કદાચ જાણતા નહી હોય. જે સમાજનાં આગેવાનો મેશર્સ કલ્યાણદાસ અને રણછોડદાસ છે તે સમાજના મૂળ સ્થાપક સ્વામી દયાનંદે પોતાનો સત્યાર્થ પ્રકાશમાં પાક મહઝબની વગોણી કરવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી. એજ પ્રમાણે તેમણે જૈનોને પણ શાલ પામરી ઓરાઢેલી છે. ટુંકમાં કોઇ પણ ધર્મને નિંદવામાં તેમણે પોતાની બુદ્ધિનું બારદાન ઝાટકવામાં કાંઇ કચાશ રાખી નથી. શાળાઓમાં ચાલતાં વાંચનમાળાના પુસ્તકમાં પેગમ્બર સાહેબ સંબંધે યોગ્ય

લખાણુ ન હોવાથી મુસલમાન ભાઇઓએ ચળવળ કરીને તેમાં ફેરફાર કરાવ્યો હતો. પણ અજાયબ જેવું તો એ છે કે તેઓએ તેમજ જેનોએ તેમજ ખ્રિસ્તીઓએ મજકુર " સત્યાર્થ પ્રકાશ " માં પરમતની જે અણું છાજતી નિંદા ભરેલી છે. તે નિંદાવાળા પુસ્તકનો પ્રસાર થતો અટકાવવાની સરકાર પાસે દાદ માંગી નથી. ખરેખર નામદાર આગાખાનને તાર મુકતી વેળાએ મહાશયો કલ્યાણદાસ અને રણછોડદાસ પોતાના ગુરૂના મૂળ પુસ્તકમાંથી પરધર્મ અને પરપંથની જે નિંદા પ્રકટપણે થયેલી છે. તે ભાગ કાઢી નંખાવી તાર મુકવાનો વિચાર કર્યો હોત તો તે ખરેખર વાજબી થઇ પડતે. બીજું આ પ્રમાણે પરધર્મના આચાર્યને તાર મુકવો એજ સ્વધર્મનો પાયો નિર્બળ હોય એમ સ્પષ્ટ સુચવે છે. જો હિંદુઓ સ્વધર્મનો ફેલાવો કરવામાં સ્વધર્મની શ્રેષ્ટતા અને સત્યતા પુરવાર કરવામાં જનસમાજના અંતરની ખાત્રી કરી આપવામાં મોળા પડયા હોય તોજ પરમતના આચાર્યને વિનતિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ શકે. જો આર્ય ધર્મ ખરેખર એવો નબળોજ પડયો હોય તો તેનો નાશ સ્વાભાવિકજ છે. અને તે ગમે તેટલી વિનંતીથી ટકી શકનાર નથી.

---

# ખોજા રીફોર્મર.

**જુલાઈ તા. ૧ લી સને ૧૯૧૫.**

## આગાખાની હીંદુભાઇઓને જાહેર વિનંતી.

આગાખાની મત માનનાર અને હીંદુ બદલી મુસલમાની નામ ધારણ કરનાર હીંદુ ભાઇ બહેનોને અમારી નમ્રતાપૂર્વક પ્રાર્થના છે

કે તેમણે સત્યધર્મ સ્વીકારવાને નામે અત્યાર પહેલાં જે કાંઇ સાહસ કર્યું હોય તેથી વધારે સાહસ કરતાં પહેલાં તેઓ અમારી વાત સાંભળી લેવાની કૃપા કરે. હીંદુ પ્રજા કોઇપણ માણસ પોતાના પૂર્વજોની પરંપરા ( વંશાવળી ) માંથી તુટીને કાસમઅલી, ગુલામઅલી કે એવા કોઇ પણ કલ્પીત વંશમાં ભળે, પ્રજામાં તેમનો અને તેમના હજારો પૂર્વજોનો તેમજ તેમના વંશજોનો નહી તુટી શકે એવો કાયમનો સંબંધ છે, તે સંબંધ તુટતાં જે પ્રજામાં તેમનાં સગાં સંબંધીઓ અને સર્વહી મીત્રોનો મોટો જથો છે, . તે પ્રજા અને તે સંબંધીઓને કળકળતાં મુકીને તેઓ તદન અલગા થઇ જાય, અને જે ભુમી તેમની માતૃભુમી તરીકે કદી બદલી શકાય એવી નથી, તે ભૂમીના મુળ પુત્ર તરીકેનો તેમનો સંબંધ વીખુટો પડે એ બધું અમને બહુ દુઃખ ભર્યું લાગે છે, ને તેથી સત્ય ધર્મ મેળવવા અથવા સમજવા ઇચ્છનાર તે ભાઇઓને બહુજ આજીજીથી અમે વીનંતીઃ કરીએ છીએ, કે તેમણે કંઇપણ વધારે સાહસ કરતાં પહેલાં સત્યધર્મ શુ છે. તે વીચારી જોવા થોડા દીવસ વધારે થોભી જવું. તેમની વાત સાંભળી લેવા અમે ખુશી છીએ અને અમારી વાત સાંભળી લેવા તેઓ કૃપા કરે. આ કામને માટે અમે દીલ્લીથી એક વિદ્વાન અને કુરાને શરીફના અભ્યાસી પંડિતને તેડાવ્યા છે. તેઓ બે ત્રણ દીવસમાં આવી પહોંચશે અને એ ભાઇઓનો ખાનગીમાં તેમજ જાહેર વ્યાખ્યાનદ્વારા પોતાના વીચાર સમજાવશે. આ કારણથી અમારા એ ભાઇ બહેનોને અમારાથી વધારે વીખુટા થઇ જતાં પહેલાં જરાવાર થોભી જવા તેમના પવીત્ર પૂર્વજોના નામે અમે

અપીલ કરીએ છીએ. જેઠ સુદ ૧ રવી, સં. ૧૯૭૧. સુરત.

ઝવેરચંદ અમથાચંદ શેઠ.
(ઉપપ્રમુખ આર્ય સમાજ.)
મણીલાલ બકોરભાઈ વ્યાસ.
દામોદરદાસ ચુનીલાલ દલાલ.

(હીંદુસ્તાન તા. ૧૪ મી જુન ૧૯૧૫.)

———:o:———

## આર્ય સમાજીયોની કાકલુદી અને ઇસમાઇલી જાહેર થયેલા હીંદુ આબરૂદાર કુટુંબો.



જેનાં વડીલે મુર્તિપુજાને તજી "સત" શોધથી !
સાથી થયા "સત પંથના" પીર સદરદીનના બોધથી !
સીમા નથી આ સમયની ખુશ ખબરની હદ માપતાં !
ઉછળે રદય આનંદથી, જાહેર "મુબારકી" આપતાં !

"વરતેજી."

* * * *

ગયા પખવાડીયામાં મુંબઇ અને સુરત ખાતે કેટલાક આબરૂદાર હીંદુ કુટુંબો જાહેર રીતે મહાન ઇસલામ ધર્મનો ફીરકો ઇસમાઇલીમાં ભળવાની જે બુલંદ હીંમત દેખાડી છે ! તે ઇસલામના દુશમન

તરીકે હીંદુસ્થાનના દરેક ભાગોમાં હીણાયલા આર્ય સમાજીઓની કોશેશો ઉપર પાણી ફેરવવા સરખી જણાઇ આવી છે. આવી રીતે બે વરસ ઉપર પંજાબના હિંદુઓના માણસો કુટુંબોના સંબંધમાં પણ. કેટલીક હકીકતો બાહાર આવી હતી. અને કોઇ બીન જોખમદાર આર્ય સમાજી "રાધાકૃષ્ણે" મુંબઇ ખાતે ઇસમાઇલી આગાખાની ફીરકાના સંબંધમાં બખાળા કાઢયા હતા. પરંતુ આર્ય સમાજીઓની ઇસલામની દુશમનાવટની ખરી પિછાન જેમ લાહોર વિગેરે ભાગમાં ત્યાંના વિરલા ઇસ્લામીઓએ કીધી છે; તેજ મિસાલ "રાધાકૃષ્ણ" તે પણ મુંબઇ ખાતે "જીયાઉલ ઇસલામ" ના બાહોશ મેંબરો અને ઇસમાઇલી ખોજાઓમાંથી થોડાકે તેને જાહેર જવાબ રૂબરૂમાં આપી, ઇસલામની કીરતીને ઝાંખી પડવા દીધી નથી. ત્યાર પછી આજ સુધી તેઓશ્રીએ પાછા મુંબઇ તરફનું આગમન કરવા હિંમત કીધી નથી. ત્યારે ઘણુંજ અજબ જેવું એ છે કે, હાલમાં કોઇ ગુજરાતી આર્ય સમાજી વિનંતી? અરજ! અને એવી બીજી કાકલુદી કરી ઇસ્માઇલી તરીકે જાહેર થએલા આબરૂદાર હિંદુ કુટુમ્બો પ્રત્યે લાગણી દેખાડવા નિકળ્યા છે. આટલું સારૂં છે કે પહેલા "રાધાકૃષ્ણ" તો પોતેજ ઇસ્માઇલી ફીરકાની હકીકતો જાણવાનો દાવો કરતા હતા. અને અજાણ્યાઓને જેમ તેમ સમજાવવાની કોશીશો કરતા હતા; કે જેમ કરવા તેઓના ગુરૂ દયાનંદ તરફથી વારસા તરીકે મળેલું છે, પણ ત્યારે હાલના આપણા બાહેર આવેલા કાકલુદીયા આર્ય સમાજી બિચારા દીલ્હીથી કુરઆનના અભ્યાશી પંડીતને બોલાવી કાંઇ ખુલાસો સમજાવનારાઓ? અમો અજબ થઇએ છીએ

કે, એક ઇસ્લામ વિરૂદ્ધ કુરઆનનો એવો કયો પંડીત હોઇ શકે કે, જે તેઓ આર્ય સમાજીઓનો બચાવ કરે ? કદીપણ આ બિના સ્વિકારાય એવી નથી. જો તે આવનાર પંડીત હોય, એટલે હિંદુ હોય. તો તે કુરઆને મજીદમાંથી દયાનંદીના કરેલા અર્થથી અનર્થજ ઉભો કરનાર હોય, અને જો તે મુસ્લમીન હોય તો તે ઇસ્માઇલી ફીરકો કે જે ઇસલામના બોહેતેર ફીરકામાંહેનો એક હોઇ, તેના વિરૂધ્ધ હિન્દુધર્મની સાબેતીમાં કે જ્યાં મુરતી પુજા કરવાનું દરશાવેલું છે. તેના સંબંધમાં દલીલ કરી શકે નહીં. આ ઉપરથી આર્ય સમાજી ભાઇની ધૃષ્ટતા અમોને દેખાય છે. કે પોતે "**કુરઆનના અભ્યાસી પંડીત**" એવા શબ્દોનો અર્થ શું થાય છે. તે જાણતા નહી હોય. સિવાય જો તેઓ એમ ધારતા હોય કે હીન્દુમાંથી ઇસ્માઇલી થયલા કુટુંબો ઇસ્લામ ધર્મના આ ફીરકા ઉપર મોહ પામ્યા છે. તે દુર થવા આ મંત્ર લખ્યો હોય, તો તેઓની તે ભુલ છે. કારણ કે બાહાર પડેલા એ કુટુંબો આબરૂદાર ગૃહસ્થ અને ગ્રેજ્યુએટ છે અને કદાચ તેમની સલાહની જરૂર આર્યસમાજીઓ જેવાને લેવા જાવી પડે ? તો નવાઇ નહી ! એવાને સલાહ આપવી. કે યુકતીથી કાક-લુદી કરવી નકામી છે ? વ્યર્થ છે ! ફોકટ છે ! !

અમો ઇસમાઇલી તરીકે જાહેર થનાર તથા ઇસલામી નામ ધારણ કરી હિન્દુ ધર્મ અને નામ તજી દેનાર વિરલાઓને તેઓની બુલંદ હીમત માટે અને મક્કમ મન માટે અંતઃકરણ પૂર્વક મુબારકી આપીએ છીએ. અને **પીર સદરદીન**નાં વખતથી તેઓના વડવાઓએ ઇસલામનાં "**હકીકતી**" રસ્તાને અખતીયાર કરી ગુપ્ત રીતે

જાળવી રાખ્યો, તેની નેક ઓલાદની યાદી બદલ તેઓએ જાહેર કીધેલી હીમત, તે હઝરત રસુલેકરીમ સ. વ. અને હ૦ અલી અ૦ નાં હકદાર ઇમામતના વારસ હાલનાં ના૦ આગાખાન સર સુલતાન મહુમદશાહ જી. સી. એસ. આઇ નાં જમાનાને યાદગાર રાખવા અને ઇસલામની બુલંદીનાં બુઝરગોનો ઝળકાટ-વધારવા તરીકે કીમત આંકી શકાય નહી, તેવી અમુલ્ય ગણીએ છીએ. તેઓએ ઇમાન શું છે ? તે ઇઝત ! ધન ! માલ ! વિગેરેની હરિફાઇમાં સાબેત કરી બતાવ્યું છે. ધન્ય છે ! તેઓની ધાર્મીક લાગણીને !

ઇ. જુ. વરતેજી.



ખોજા રીફોર્મરપરથી તા. ૧૫ મી જુલાઇ ૧૯૧૫

## ધી ખોજા રીફોરમરના અધીપતી જોગ.

હાલમાં ખોજા થયેલા હિંદુઓ બાબત જે ચર્ચા ચાલે છે, તેવા સંજોગોનો લાભ લઇને પેલા આર્ય સમાજવાળાઓએ પણ કાંઇ પાછી પાની કરેલ દેખાતી નથી. તેવણ પણ છાતી ઠોકીને બા હીમતથી હિંદુઓના રક્ષક તરીકે બહાર આવેલા દેખાય છે. જેવી રીતે અગાઊ પંજાબ તરફના હિંદુઓ ખોજા તરીકે પબલીક થયા હતા, તે વખતે મેસર્સ—

૧ ભવાનીદાસ નારાણદાસ મોતીવાલા.

૨ ડા. કલ્યાણદાસ જે. દેશાઇ.

૩ રણછોડદાસ ભવાન લોટવાલાનું બનેલું કમીશન નામદાર આગાખાન સાહેબ પાસે યાચના કરવા ગયું હતું. તેમ હાલ પણ એવણના આર્ય પ્રકાશના અધીપતીએ તેવીજ સેવા પોતાના તા. ૨૦ મીના પત્ર દ્વારા બજાવેલ છે, અને તેમાં નામદાર આગાખાન સાહેબ પાસે માંગણી કરેલ છે જે "આવા યુદ્ધના સમયમાં જો પોતાના મુરીદો તથા અનુયાઇઓને સમજાવી આકાર્ય કાંઇ નહીં તો અમુક સમય માટે બંધ રખાવશો તો તેવણે એ વીષયમાં હાલ તુરત યોગ્ય કર્યું ગણાશે." આવી રીતના લખાણથી એવું સમજાય છે, જે આર્ય સમાજીઓએ જાણે પરધરમીઓને વટલાવવાનું બંધ કરી તથા પરધરમી સાથની તકરારો માંડી વાલી તન મન ધનથી આપણી બ્રીટીશ સરકારને મદદ કરે છે. આ શીવાય બીજું કાંઇ પણ ધાર્મીક કામ કરવા અશક્ય હોય એવું ડોળ દેખાડે છે. પણ જો આપણી માયાળુ બ્રીટીશ સરકારને આવા યુધ્ધના સમયમાં ખાસ મદદ કેમ કરવી તે જો શીખવું હોય અથવા ખાસ દીલની ઉમેદ હોય તો નામદાર આગાખાન સાહેબનો દાખલો લઇ એવણના પગલે ચાલતાં શીખે. એવણ પોતાના તન મન ધનથી આપણી માયાળુ બ્રીટીશ સરકાર માટે કેવો ભોગ આપે છે તથા પોતાના મુરીદોને હરપળે આપણી બ્રીટીશ સરકાર તરફ કેવી રીતે વફાદાર રહેવા સુચવે છે તે ધડો લ્યો. મારા લખવાનો અર્થ એવો નથી જે આર્ય સમાજ આપણી બ્રીટીશ સરકાર તરફ બે વફા હોય, પણ એવણ પોતાના તકરારી વીષયમાં જે યુધ્ધનું બહાનું દેખાડે છે તેથી આપણી માયાળુ બ્રીટીશ સરકારને ખાસ ઉપયોગી કેમ થવું તેની સલાહ

અર્થે દાખલો ટાંકવાની ફરજ પડી છે. બાકી આવી રીતે યુધ્ધના ખોટા બહાનાથી પારકા ધર્મગુરૂઓ તરફ લાલચી ખ્યાલ બાંધવો ને પોતાના કામની કોશેશો ચાલુ રાખવી અને નહી જેવી બાબતમાં નકામો હોકાર કરી અમથા સતાવાળાઓને પણ મહેનત લેવી પડે તેમાં ફાયદો શો ? પણ નામદાર આગાખાન સાહેબના અનુયાયીઓ જેમ ચુપકીદી તથા સલાહ સંપથી પોતાનું કાર્ય કર્યા કરે છે, તેમ તમો પણ શીખો, નામદાર આગાખાનનું મીશન જે કામ કરે છે, તે તમો આર્ય સમાજીઓના સાંભળવામાં તો શું પણ સ્વપ્ને પણ આવતું ન હશે. તમોને મજકુર મીશનનું કરેલું કામ કયારે દેખાશે કે જ્યારે તમો પબલીક છાપા દ્વારે વાંચશો જે અમુક ફલાણું ફલાણું હિંદુઓ ખોજા થઈ ગયા. તે શિવાય મજકુર મીશનનો અવાજ અથવા એકાદ પણ માણસનું મોઢું જોવા પણ પામશો નહિ. જો આર્યસમાજ મજકુર મીશનની માફક ચુપકીથી કામ કરવા અશકત હોય અને ફોગટની રડાકુટ કર્યા કરે તેના કરતાં પોતાની જીભને તાળુ વાસી સાહેબજીની જપના આદરે તો જરૂર પોતાના જીવનનું કાંઇક સાર્થક કરી શકે તેમાં શક નહીં.

લી૦ સતીઆની.



# (ના ૧.) ચર્ચા પત્ર.

## આર્ય સમાજીસ્ટ.

### ધી "આર્ય પ્રકાશ" નાં એડીટરની દાનેશમંદી અને બીજાને ભલામણ ને પોતે મનમોજી.

અતી દીલગીરી સાથે કલમ ચલાવવાનો પ્રસંગ પડે છે જે એક અધિપતિરાજ અને વિદ્વાન પુરૂષ હોવા છતાં પોતે અથવા પોતાનાંઓ એટલે આર્યસમાજીસ્ટો તે પરધરમીઓને વટલાવીને પોતાના પંથમાં લેવાનું કાર્યક્રમ ચાલું રાખીને બીજા ધર્મવાળાઓને કહેવાને બહાર પડે કે તમો તમારા ધરમમાં અન્યને દાખલ કરવાનું કામ બંધ રાખો એ કેવી અજબ પમાડનારી ને વિચિત્ર સલાહ છે! જેનો ઇન્સાફ અમો સંસારસમાજપર મુકીશું.

જે તા. ૨૦ મી જૂન સને ૧૯૧૫ ના "આર્ય પ્રકાશ" માં એડીટોરીયલ કોલમમાં લખેલ છે કે,—**આવા યુધ્ધના સમયમાં ના૦ આગાખાન જો પોતાના મુરીદો તથા અનુયાયીઓને સમજાવી આ કાર્ય કંઇ નહિ તો અમુક સમયને માટે બંધ રાખશે તો એ તેમણે એ વિષયમાં હાલ તુરત યોગ્ય કર્યું ગણાશે.** અત્રે આ પ્રસંગે અમોને ટીકા કરવાનું કારણ મળ્યું છે કે જો આર્યસમાજીસ્ટો, અન્ય ધરમીઓને વટલાવી પોતાના પંથમાં લેવાનું કાર્યક્રમ બંધ પાડી; હાલ તુરત માટે અમુક વખત સુધી પર

ધરમીઓને પોતાના પંથમાં મળવાની માંડેલી પેઢી સમેટીને કહેવા નીકલતે કે **યોગ્ય કર્યું ગણાશે** તો એ વાક્યો કાંઇ શોભા ભરેલાં દેખાતે ! અને કહેનારનું પણ ઓજ જળવાતે! પણ કહેનાર તો નીચલી કહેવતને અનુસરીને કહેવાને બહાર પડેલ છે જે **ગયરકો નસીહત ઔર ખુદ કી ફજીહત** એ પ્રમાણે મહાશય બાળક રાજા જેવી વાતો મુકીને ગંભીરાઇથી વીચાર કરીને વરતશો એવી તમો મિત્ર પ્રત્યે મારી પ્રાર્થના છે.

વળી એજ કોલમમાં **આવા યુધ્ધના સમયમાં** એ વાક્યોનું જે ભય બતાવવામાં આવેલ છે તે અમારા મુરશીદ નામદાર આગાખાન સાહેબ તથા તેવણના અનુયાયીઓ અને મુરીદો પુરતી રીતે સમજીને વહન કરે છે, તેની બધી સંસાર સમાજોને માહીતી છે, જે એવણ સરવે આપણી બ્રીટીશ ગવરમેન્ટ પ્રત્યે કેવી ફરજ બજાવી રહ્યા છે.

માટે મજકુર ભય આપ સાહેબો પોતા પર વોહોરીને નામદાર આગાખાન સાહેબને પગલે ચાલીને આપણી ભલી ગવરમેન્ટને ઉપયોગી થઇ પડો એવી અમારી તમો પ્રત્યે સુચના છે. જો કે અમો એમ પણ નથી કહેતાં કે આપ સાહેબ ગવરમેન્ટ પ્રત્યે વફાદાર નથી તો પણ એમ તો કહીશું જે નામદાર આગાખાન સાહેબ તથા તેવણના અનુયાયીઓ તથા મુરીદોની હરોળમાં તો આવી શકવાનાં નથી, તે આપ સાહેબો પણ સમજી શકો છો. માટે એના દાખલા દલીલોની અગત્ય નથી.

વળી મજકુર કોલમમાં લખેલ છે કે **આગાખાની ગુપ્તીઓ હજારો અને લાખોની સંખ્યામાં હિંદના જુદા જુદા ભાગોમાં નિવાસે છે તેમની શુધ્ધ ઠેકાણે લાવી શકાય.** મજકુર સવાલનો જવાબ જે તેવણુની શુધ્ધ ઠેકાણે આવી ત્યારે તો તેઓ આગાખાની થયા ? પણ તે તમો સાહેબો ખરૂં માંનશો નહિ કારણ કે આપ આર્યસમાજીસ્ટો તો કોઇપણ ભોગે પોતાનો કકો ખરો કરવા બહાર પડયા છો. એટલે મજકુર બાબતમાં તમારી સાથે વાદવીવાદ કરવો એ નકામો છે, કારણ કે તા. ૩૧ મી મેનુ જે જબંલપુરની " અનજુમને ઇસલામ " માં અમો ઇસલામીઓ સાથે જે શાસ્ત્રાર્થ કરવા આપ આર્યસમાજીઓ બહાર પડયા હતા. પરીણામમાં અમો ઇસલામીઓની જય બોલાઇ ! તેવી સાબીતી ગુજરાતી તથા ઉરદુ વર્તમાનપત્રો આપે છે. છતાં આપ સાહેબો પોતાના " આર્ય પ્રકાશ " માં તો પોતાનાજ વાજા વગડાવતા નજરે પડો છો પણ અમારૂં અનુમાન તો અમોને સ્પષ્ટ સુચવે છે, જે **" માના કીધે દીકરો ડાહયો ગણાય નહિ. "** તેમજ **પોતાની માને કોઇ ડાકણુ કહે નહિં.** પણ સંસારીઓ શું કહે છે તે સાંભળીને સમજવાનું છે.

અગાઉ અમો તથા અમારા કેટલાક પંથીઓ સાથે આપ સાહેબો સાથે પ્રથમ મુંબઇમાં આપના હૉલમાં સમાગમ થએલ છે જે વખતે આગાખાનીમાં પોતાને ખોટી રીતે ખપાવતાં પંડીત રાધાકૃષ્ણે આપ સાહેબોને એટલે મુંબઇની આર્યસમાજના આગેવાનોને ખોટે રસ્તે દોરવેલા હતા. જેના વિષે તે પ્રસંગપર " ગુજરાતી " માં ચર્ચા ચાલી ગયેલ છે અને તે વખતે અમોને તથા અમારા સંબંધીઓને

આપ આર્યસમાજીસ્ટોની મુલાકાતનો અનુભવ મળેલ છે તે સંજોગે પંડીત રાધાકૃષ્ણ અત્રેના આર્યસમાજના હાલમાં વ્યાખ્યાન આપેલ તેમાંથી બે બોલ જે પેલો **નામદાર આગાખાન કહે છે કે હું ખુદા છું; બીજો જે નામદાર આગાખાની જનત,** ઉપલા બે સવાલ પડીત રાધાકૃષ્ણ બોલેલા જેનો અમોએ ખુલાસો માંગ્યો. જે તે કયાં બોલેલ છે. અથવા કયાં લખેલ છે. તેનો છેવટ સુધી જવાબ ન મળતાં તમારા તરફથી સામે **માઈ સીપ માઇ ઑર્ડર** માફક વરતણુંક થઇ જેના માટે તારદેવપર આવેલી અનજુમને ઝીયાઉલ ઇસલામમાં મીટીંગ ભરવામાં આવી અને પંડીત રાધાકૃષ્ણને રજીસ્ટર કાગલ મોકલીને તેડાવેલ પણ તે વખતે પંડીતજી તથા આર્યસમાજના કોઇપણ મેંબરે હાજરી આપેલ નહિ. જો કે પ્રસંગે બોલવું પડે છે કે જ્યાં આ કહેવતને વળગેલા હોય કે **પડયા હેઠા તો પણ ટાંગ ઉંચી** ત્યાં શાસ્ત્રાર્થના નામે લડવાનું છે, તેવાઓથી દૂર રહેવું એવો અમારા મહાન મુરશીદનો મુંદ્રા લેખ છે.

તા. ૨૦ મી જુન પછીનાં "આર્યપ્રકાશો" માં જે અમારા પાક ધમપર આક્ષેપ મેલવામાં આવેલા છે તથા ખોટું સાચું મીલાવીને જે પંડીત રામચંદ્રજીએ ભરડી નાખ્યું છે તેના માટે યથાશક્તિ ખુલાસો હવે પછીના અંકોમાં બાહેર પાડીશું. તેમજ સરવે ઇસમાઇલી દીનભાઇને હું અરજ ગુજારૂં છું જે આપણા પાક દીનપર આવા ખોટા હુમલા કરનારને તેવણને નહિં પણ વાંચકવર્ગને સંતોષ થાય તેવા જવાબ આપવાને બાહેર પડવાને કૃપા કરશે તો એ સેવા શ્રેષ્ટ ગણાશે.

છેવટે આર્યસમાજીસ્ટોને એક **સૂચના** જે મહાશયો અગાઉ પંડીત રાધાકૃષ્ણ આવેલ ત્યારે નામદાર આગાખાન સાહેબને તાર કરીને વિનંતી કરેલ કે **આપ તેમ કરશો નહિ** બીજી વખતે **આગાખાની હિંદુ ભાઇઓને જાહેર વિનંતીનાં** હેન્ડબીલ કાઢયાં; ત્રીજીવખતે મજકુર તા. ૨૦ ના આર્યપ્રકાશમાં લખેલ કે **યોગ્ય કર્યું ગણાશે** આવી બીજાના ધર્મગુરૂઓ તથા અનુયાયીઓ પ્રત્યે યાચનાઓ કરવી તેનો અર્થ શો ? અમારા ધારવા પ્રમાણે અવર ધર્મગુરૂઓ પાસે એવી માંગણીઓ કરવી એ પોતાની નબળાઇ જાહેર કરવા બરોબર છે. ખરેખર કદાચ જો આર્યસમાજ એવી નબળીજ પડી ગઈ હોય તો ભલે; નહિં તો ભલામણ કરીશું જે નામદાર આગાખાની "મીશન" કોઇનાં પણ ધર્મનું નંદન ખંડન કરયા વગર પોતાના ધર્મની મહીમા બતાવીને જેમ જનસમાજના મન જીતીને પોતાની પંગતમાં લઈ લે છે તેમજ તમો સાહેબો વરતશો તો તમારી શોભા છે.

લા૦ એ. જે. ચુનારા.

—:o:—

# ખોજા રીફોર્મર.

**તા. ૧ લી સપટેંબર ૧૯૨૫.**

## આર્યસમાજીસ્ટોની સુર્ય સામે ધુળ ઉરાડવા જેવી ચાલાકી.

તા, ૨૫ મી૦ જુલાઈના આર્યપ્રકાશના અંકમાં "સુધારકો તેમજ સુધારાના વિરોધીઓ માટે" એવા મથાળા હેઠળ "જૈન હિતેચ્છુ

માસીક" માં એવું પ્રગટ થયેલ છે કે **ના૦ આગાખાન અગાઉ કહેતા હતા કે અમે કોઇ હિંદુ ને મુસલમાન કરતાજ નથી. અમે તો કહીએ છીએ કે હિંદુ અને મુસલમાનોએ એક સંપીને રહેવું જોઇએ.** મજકુર વાકયને છેડેથી લંબાવીને તેમાં વધારે એમ પણ ઉમેરેલ છે કે **એ એમના વચનોપર કેટલીક શ્રધ્ધા રાખવી એવું ભાન હિંદુ આગેવાનોને આથી થશે.**

આફ્રીન છે આર્યસમાજીસ્ટોની ચાલાકીપર કે અન્ય ધર્મવાળાઓનું જરાક પણ કોઇ ખુણાં ખાંચામાંથી છપાયલું હાથ આવ્યું કે તરત ટીકા કરવા અર્થે તેને મોટું રૂપ આપી ઉપલા ફકરામાં સત્ય અસત્ય શું છે તેનો તોલ કરયા શીવાય જાણે પારકી નિંદાથી પોતાના પત્રની શોભા વધતી હોય તેવું જાણી તુરત છાપી મારે છે.

અહીં અમો "આર્યસમાજીસ્ટો" તથા જૈન હિતેચ્છુ" ના અધિપતી બેઉને એક સાથે જવાબ આપીશું કે **ના૦** આગાખાન સાહેબે કોઇ પણ વેળા એવું કહ્યું હશેજ નહીં કે **અમે કોઈ હિંદુને મુસલમાન કરતાજ નથી.** કારણ કે એક આચાર્ય તરીકે પોતાના શિષ્ય વધારવા એ એવણનું મુખ્ય કરતવ્ય છે તેમાંજ એવણની નામના અને કીર્તી છે. જેમ દરેક ધર્મગુરૂઓ પોતાની ફરજ સમજીને કરી રહ્યા છે. પણ અફસોસ છે જે "જૈનહિતેચ્છુ" તથા "આર્યસમાજીસ્ટો" એ નામદાર આગાખાન સાહેબના નામથી ફકરો પ્રગટ કરયો કે **અમે કોઈ હિંદુ ને મુસલમાન કરતાજ નથી.** તેવું છાપીને એ લોકોએ જાણે અકલની હદ ઓળંગી દીધી

છે. કારણ કે જગજાહેર બીના છે જે ના૦ આગાખાન સાહેબના વડવાઓ હિંદુસ્તાનમાં આવીને લગભગ ૪૦૦ વર્ષ પહેલાં હજારો હિંદુઓને મુસલમાન બનાવીને "ખોજા" નામ આપેલ છે. હવે એવણના વડવાં તરફથી મળેલ વારશો ના૦ આગાખાન સાહેબ તજી દે એમ ધણી લખનાર બીલકુલ પોતાનો બોજ ઉતારી પાડે છે.

કદાચ કોઇ વેળા હિંદુ મુસલમાનોની ઐક્યતા જોડવાખાતર નામદાર આગાખાન સાહેબે કાંઇ પણ સમજુતીના સારા વાકયો ઓચર્યા હોય, જેમ તમો પણ એવણના શબ્દો તરીકે લખોછો કે **અમે તો કહીએ છીએ હીંદુ મુસલમાનોએ એકસંપીને રહેવું જોઇએ.** એવા એવા શબ્દો ભરેલા વાકયો એવણને દરેક મેળાવડામાં ઓચરવા પડતા હશે, કારણ જે આ સમયે હિંદુ મુસલમાનની એક સંપીની કેટલી બધી જરૂર છે, તે દરેક વાંચકવર્ગ સારીરીતે જાણે છે.

આશરે દોઢ વરષની વાત પર આર્ય સમાજીસ્ટ પંડીત રાધા કૃષ્ણએ પબ્લીકમાં હેન્ડબીલો વહેંચી આર્ય સમાજીસ્ટોના ગીરગામ તરફ આવેલા મંદીરમાં સભા બોલાવી હતી, જે સભામાં મજકુર પંડીતે પોતાના ભાષણમાં નામદાર આગાખાન સાહેબની "**જન્નત**" તથા નામદાર આગાખાન સાહેબ પોતાને "**ખુદા**" કહેછે, એવું બોલ્યા તે પ્રસંગે અમારા મીત્ર **હાજી મામદભાઇ રહીમ જેનુલ આબદીન** ત્યાં હાજર હતા. તેવણે પંડીત રાધાકૃષ્ણ પાસે તેજ વખતે ખુલાસો માંગ્યો કે નામદાર આગાખાન સાહેબ પોતાને "ખુદા" કહેછે, તે કયાં કહેલ છે. તે મને સાબીત કરી આપો. પણ પંડીતજીએ

જાહેરમાં ખુલાસો ન કરતાં બીજે દીને સાંજના પાંચ વાગે તેડાવ્યાં તે વખતે મી. હાજીમામદભાઇ સાથે બીજા કેટલાક અમારા ધર્મ-બંધુઓ એ પણ આર્ય સમાજના મંદીરમાં હાજરી આપી. ત્યાં અમારા ધર્મબંધુઓ એ તથા મીત્ર હાજીમામદે પ્રશ્ન કર્યો કે નામદાર આગાખાન પોતાને **"ખુદા"** કહે છે, તે તથા નામદાર આગાખાનની **"જન્નત"** જે બાબત તમે આજે અમને ખુલાસો આપવા તેડાવેલ છે, તે ખુલાસો કરો. તે પ્રસંગે પંડીત શર્માજી પણ હાજર હતા. તેવણુ આર્યસમાજના આગેવાન કરતા કારવતા છે. મજકુર પુછેલા પ્રશ્નોના જવાબ માટે લગભગ અરધો એક કલાક બેસી રેહેવું પડયું. પણ પંડીત રાધા કૃષ્ણ પુસ્તકોનાં પાના નકામા આમતેમ-ફેરવી પોતાની નીષફળતા સાથે કંઇ પણ ઉત્તર આપી શકયા નહિ જેથી પંડીત શર્માજી એ ચાર પાંચ વખત મજકુર પંડીત રાધા-કૃષ્ણને કહયુ, જે પંડીતજી **જબાબ દો**, કયું જબાબ નહિં દે? તો પણ પંડીતજીએ **શરમીંદગી અખતિયાર કરી.** જવાબ નહી આપી પોતાની નબળાઇ જાહેર કીધી. વળી એજ સમયના અરસામાં આર્યસમાજીસ્ટોનું એક ડેપ્યુટેશન નામદાર આગાખાન સાહેબની હજુરમાં યાચના કરવા ગયું હતું, જે તમો હીંદુઓને મુસલમાન નહિં કરો, જે વખતે પંજાબના ૪૦૦ હિંદુઓ મુસલમાન થવા બાબતની ચર્ચા ચાલી રહી હતી, તે વખતે પણ આર્યસમાજીસ્ટો તરફથી એવી મતલબનો વીષય પ્રગટ કરવામાં આવ્યો હતો કે નામદાર આગા-ખાન હિંદુઓને મુસલમાન કરતા નથી. જો કે મજકુર વીષયમાં સત્યતા કેટલી હતી તે આર્યસમાજીસ્ટો જાણે, કારણ જે તે વખતે

પણ આર્યસમાજીસ્ટો તરફથી ગુજરાતી પત્રમાં જે લેખ પ્રગટ કરવામાં આવ્યો હતો તેના વીરૂધમાં અમારા મીત્ર મી. ચુનારા એ તેજ પત્રમાં તા. ૨૨–૨–૧૪ ના અંકમાં લેખ આપીને સ્પષ્ટ ખરો ખુલાસો બાહેર પાડયો હતો. હાલમાં પણ જે હિંદુઓ મુસલમાન થયા છે, તેઓ માટે આર્ય સમાજીસ્ટો રૂદન કરેછે. છતાં તેઓની હિંદુ સમાજવાલાઓ દરકાર કરતા નથી. કેહેવત છે. જે **"જાનમાં કોઇ જાણે નહીંને હું વરની ફોઇ, ગાડે કોઇ બેસાડે નહીંને દોડી દોડી મુઇ."** તે વીગત આજકાલ આર્ય સમાજીસ્ટોની થઇ પડીછે. એક તો એ બીચારા આર્યસમાજીસ્ટો નવા થએલા મુસલમાનોને વીનવીને, ફોસલાવીને અથવા આડી અવળી ચર્ચા કરીને પાછા ફેરવવાની કોશેશ કરી રહ્યાછે. તે ઠેકાણે હિંદુ સમાજ તો ઉલટો એજ લોકો એટલે આર્ય સમાજીસ્ટોનેજ નાતબાર મુકી દેછે.

અમારા ચાલાક આર્ય સમાજીસ્ટો તમારી આવી કન્ડીશન છે ત્યારે શામાટે તમો મુંગે મોઢે પોતાનું ભલું કરતા નથી, અને અન્ય ધર્મગુરૂ ધીરૂધ નકામી ખોટી રીતે શંકા ઉત્પન્ન કરવાની કોશેશ કરો છો. આવી તમારી ખોટી વર્તણુકથી **સૂર્ય સામે ધુળ ઊડાળવા** જેવું તમો કરો છો જે કોઇ પણ કોઇના ધર્મ આચાર વીચાર પસંદ કરીને તે પર શ્રધા આણી હોય તો કોઇનાથી તેના ધરમ ગુરૂ પ્રત્યે કાંઇ પણ કહી શકાય, કે પોતાની પીઠ પાછળ તો પોતાને કાંઇ સુઝે નહિં ને આભમાં બાથ ભીડવા જેવું કરો છો, તે નકામું છે. હજી હમણાં થોડાજ સમયની વાતપર ગુજરાતી પત્રના એડીટરો પોતાની કોલમમાં **"ઘેલી સાસરે ન જાય ને ડાહીને શીખા-**

મણુ દે ” ના મથાળા હેઠલ તમારા સમાજની નીરબળતા જાહેર કરી હતી, તેને શા માટે દુરૂસ્ત કરતા નથી. માટે અમારા ડાહ્યા અને સમજુ મીત્રો સુર્ય સામે ધુળ ઉડાળવાનું મુકી દયો, નહિં તો તેજ ધુળ તમારા પર પડશે અને તમારા વીરૂધ જે સંકડો લેખ છપાયલ છે તેનાજ ફકરાઓ સમય આવવે તમારી સામે રજુ થશે, ત્યારે જણુાસે.

**સતીઆની.**

——:o:——

પંડિતજી ઉપલા ચર્ચાપત્રો સીવાય બીજા જાહેર પેપરોમાં થોક બંધ ચર્ચાઓ થએલી છે, છતાં મુખ્ય બાબતોપર ચર્ચા હતી, તેનાં ઓતારા આ પુસ્તકમાં આપીને તમોને જાણુ કરી છે અને તમો જાણુતા હતાં, છતાં પોતાનાં બાંકા મારવામાં અથવા પંડિતાઇની તકબુરીમાં જુઠેજુઠ નીભાવી અને મુંબઇની **આર્ય સમાજનાં** આગેવાનોને પણુ ભુલ થાપ આપીને દોરવ્યા હતા; એમ સઘળુ સાચુ સીદ્ધ થતાં તમારે બોલવાને મોઢું રહ્યું નથી, છતાં જેને રીતનો ફેલાવીને અશાન્તિ કરવી હોય તેને શું તોપણુ સમજો કે એક **ધર્મ ગુરૂ** યા આચાર્યની નામના ને વડાઇ શેમાં છે, તો કહીશું કે પોતાના અનુયાયીઓની સંખ્યા વધારવામાં, જે **નામદાર આગાખાન સાહેબનાં** વડવાઓથી રીતી ચાલતી આવે છે, તે પ્રત્યે તમારા જેવા પંડિત ખોટી નુકતેચીની કરે તે સ્વીકારવા જોગ નથી.

વળી પંડિતજી તમો જણાવો છો કે, “ મોટા મોંટા મુસલમાનો આપ સાથે, રશ્ક તથા હસદ કરે છે ” એ તમારૂ લખેલું તદન

કલ્પીત છે, એમ નક્કી અમારા અતઃકરણથી માની શકીયે છીએ; અને રાજી રાખવું અથવા નારાજ રાખવું, એ અમારા **નામદાર આગાખાન સાહેબનો** હેતુ છેજ નહીં તેઓ ફક્ત સત્યના સરદાર છે, સાચાના હીમાયતી છે; સત્ય સત્ય સિવાય તેવણુ પાસે કાંઇ નથી, બાકી સારૂં લગાડવું અથવા ખોટું લગાડવું એ તો તમારા જેવા પેટ ખાતર થએલા પંડિતો માટે છે, એમ અમો સ્પષ્ટ કરતાં કહીશું કે અમો નામદાર આગાખાન સાહેબના મુરીદોનો હેતુ.

## શ્લોક.

**सर्वे अत्र सुखि न संतु सर्वे संतु निरमायाः ।**
**सर्वे भद्राणी परस्यत्मा कश्चि दुःख माप्नुयातः ॥**

## અર્થ

આ સંસારમાં સર્વે પ્રાણીઓ સુખી થાઓ, સર્વે રોગ રહિત થઓ, સર્વે કલ્યાણને અનુભવો અને કોઇ દુઃખ ન પામો.



# શું વિરોદ્ધીની બુરી નિષ્ટાથી કરેલી દુવા ફળીભુત થાય છે?

## સવાલ બત્રીસમો.

—:*:—

આગાખાન સાહેબ? છેવટમાં મારા ખુદાની મહાન હજુરમાં મારી નમૃતા પુર્વક ભાર આપીને વીનંતી છે કે ખુદા આપની સ્વાર્થ બાજી વીગેરે દુર્ગુણોથી રક્ષણ કરી આપને ભલા વિચારો, ભલા લક્ષણો, ભલી નિષ્ટા, ઇમાનદારી, ન્યાય, સત્યતા, શુદ્ધતા તથા ઇમાન અર્પણ કરે અને આપને પોતાનાં મહાન ખેતાબો તથા કીર્તિની કદર અને વળી તેમાં પણ ઉન્નત્તિના વિચારો તથા ઇચ્છાઓ ઉમેરી આપે, અને તે સઘળી આબરૂ આપને મુબારક થાય.

# જવાબ બત્રીસમો.

—:૦:—

## તકકબુર અઝાઝીલ રા ખવાર કર્દ
## બ જીનહાંને લાનત ગીરફતાર કર્દ.



ડિતજી જે વ્યક્તિપર લાખો અને કરોડો મનુષ્યો ફીદા છે, જે રાજ કાજમાં પંકાએલ છે, જેનો મોટા મોટા શહેનશાહો પાસે માન છે, તેનાં માટે તમારાં જેવા એક ભાડુતી પંડિત પોતાનાં ફાંટાબાઝ ભેજા-માંથી ઉપજાવીને ગમે તેમ બકવાટ કરે તેથી થયું શું. બલ્કે જે દુઆઓ ઉપલા લખાણમાં તમારા દુરાગ્રહથી કરેલી તે સંજોગ વચ્ચે ફળીભુત થતાં, તમોને તમ્મર તો જરૂર આવી હશે, પણ નહી? પંડિતજી? વિચારો એ સચ્ચાઇનું ચમત્કાર છે, તેથી તે સત્ય સીધે રસ્તે સંજોગો વચ્ચે કામ કરતો જાય છે, તે એબરત પકડતા તમારા માટે કહીશું કે હે! પરમાત્મા આવા પંડિતોની દંભિક વૃત્તિ દૂર કર, નીંદા ભરેલી વીગતો વગરનાં બનાવ, સત્યાર્થ-પ્રકાશ જેવા ભાંડળીઆ પુસ્તકથી બચાવી, સારા વિચારો આપ, ભ્રાતૃભાવ જાળવવા બુધ્ધીશાળી બનાવ, નુરે ખુદા વિરૂધ્ધ બળાપા અને બખેડાનો અંત લાવી, સત-પંથે ચડાવ, અને દુનીયા ખોટી સ્વાર્થ બાજીથી બચાવી ખુશામદથી બે ખુદ બનાવીને હમેશાં માટે સાચું જોવાને દ્રષ્ટિ દે.

અને આગળ વધીને કહીશ કે, પંડિતજીએ જે અમારા નામદાર આગાખાન સાહેબ સર સુલતાન મોહમદ શાહ નુરે ખુદા હાદીયુલ મહેદી જાતે ખુદા મઝહરૂલ અઝાઈબ છે. તેવણુ માટે જે અણુઘટતા ઓડકાર કાઢીને એવો એક કાળુ કૃત્ય કર્યું છે કે જેમ સોનાપર પીતળની ગીલીટ ચડાવીને પોતાની ગાંડાઇ બતાવી પોકળતા શોધ્ધ કરી છે, નહી તો કહેવત છે કે, કયાં રાજા ભોજ અને કયાં ગંગલી ગાંચણુ એ યાદ અપાવતા કહીશું કે, કયાં નામદાર આગાખાન સાહેબનું સદવર્તન અને કયાં પંડિત રાધાકૃષ્ણુનું દુરાચરણુ તેથી નકી થાય છે કે ઠાલો ઘડો વાગે ઘણો, એમ બોલતા સમ્પૂર્ણ કરતાં કહીશું કે:—

જ્ઞાને શરીફ.

વાવશો તેવું લુણશો, આ સંસારીઆ માંહે,
વણુ વાવેઆં કોણે લુણેયા, તે પીર કહે મુજને દેખાડો.

" પીર સદરદીન. "



# પ્રત્યુતર.



## મી. ઍદલજી ધનજી કાબા—અમરેલીવાળા.

**ખુલ્લી ચીઠીનો જવાબઃ**—એ નામનું જે પુસ્તક તમારા તરફથી ઇ. સ. ૧૯૧૬ માં બહાર પડેલ છે, તે પુસ્તકમાં તમારો હઠધર્મીપણું અંધશ્રદ્ધા વીગેરે જે વિશેષણો **આગાખાનીઓ**ને લગાડેલાં તે અસીદ્ધ કરવા માટે આ તક હાથ ધરતાં કહીશું કે પહેલે તમારો હક હતો નહીં, અથવા તમો અમારી જાત જમાતના કે અમારા પીર મુરશદને માનનારા નથી, જેથી જવાબ લખો, પણ આ તો નીચેની કહેવત અનુસાર જબરદસ્તીએ વળગ્યા છો કેઃ—

**" જાનમાં કોઈ જાણે નહી અને હું વરની ફુઇ.**
**ગાડે કોઇ બેસાડે નહી ને દોડી દોડી મુઈ.**

એવી રીતે વર્તન કરીને કયા દીવસ માટે **અહેલબૈયત** વિરૂદ્ધ ફાંકો રાખી પોતાની આકેબત ખરાબ કરો છો.

મજકુર જવાબમાં લખો છો કે "કેટલાક ઇસમાઇલીઓ પાકા મુસલમાન નથી, પણ હિન્દુ અને મુસલમાન એ મિશ્ર માન્યતાવાળા છે," એમ તમારૂં લખવું તમારી દ્વેષબુદ્ધિ અને દુર્ગંધદાયક

કહેવું જાહેર કરે છે. પહેલે સમજવાનું એ છે કે મુસલમાન કોણ તે અમારા તરફથી "**હકીકતી ઇસલામી આયનો**" નામની બુક લખાએલ છે, તેમાં સ્પષ્ટ કરેલ છે, તેપર થોડું વીવેચન કરતાં ભલામણ કરીશું કે ફરીથી તે પુસ્તક વાંચવાને તસ્દી લેવી. તો સમજાશે કે મુસલમાન તેજ છે કે જે **અલ્લાહને** એક કરી જાણે છે, **હઝરત મોહમદ મુસ્તફા** (સ) નું કલમું ભણીને **કુરાને શરીફ**નાં ફરમાન પ્રમાણે **ઈમામે મુબીન** યાને ઇમામને જાહેર સમજી તેને ઓળખી તે સર્વ ચીજોનું અહેવાલ જાણનાર છે, એમ **અલ્લાહ**નાં કલામોપર વિશ્વાસ મુકી, **ઈમામ**ની ફરમાન બરદારી બજાવે, તેજ પાકો મુંસલમાન છે.

જો કે અદેખાઇની જવાળામાં બળેલા **મી. કાબા ધર્માંધતામાં** આવીને કહેશે, કે ઇસમાઇલીઓ એક ખુદાથી વધારે ખુદાને માને છે. તે સમજ વિનાની નબળાઇ છે. તેથી આતું કાચુ કાપી નાખવા ભાગ્યશાળી થયા છે, માટે તેવણનું અમો હઠધર્મીપણું તથા અંધશ્રદ્ધા રજુ કરતાં કહીશું કે, જેઓ પ્રાચિનકાળમાં મહાન પુરૂષો થઇ ગયા છે, તે પ્રત્યે **મી. કાબાને** છીટ હોવાનો એ પરિણામ છે. છતાં અમો તો એમ કહેવાને અચકાઇશું નહી, કે—

**શએર.**

**રામ રામ કહેનેસે જાહીદ ખફા ન હો,**
**કહી ઇસીમે નુરે એહમદ છીપા ન હો.**

ઉપલા શબ્દોને લગતા વીચારો જેના પ્રતાપે તમો મુસલમાન થવા પામ્યા છો તેના પણ છે, તે વિરૂદ્ધ જઇ વિમુખ બની તમો દંભ કરશો, એ તમારા પોતા માટે પાપ વહોરી લેવા સમાન છે, તેમજ પીર મુરશદ પ્રત્યે બેવફાઇની નીશાની છે.

મી. કાબા **પીર હઝરત સતગુર નુર ( નુરૂદીન ) પીર શમ્સ, પીર સદરદીન, પીર હશન કબીરદીન, પીર તાઝદીન, પીર ખલીલુલ્લાહશાહ**, વિગેરે પીરોએ જે અમોને શિક્ષણ આપેલ છે, તથા તેઓથી તમારા વડવાઓ પણ શિક્ષણ પામ્યા, જેવણથી તમો મુનકેર થએલા નજરે પડો છો, માટે એ વીગતો સાથે તમારે કાંઇ પણ લાગતું વળગતું ન હોવા છતાં, પોતાના પેટના લાભાર્થે અથવા પોતાની દુન્યવી સ્થિતિ સુધારવા અર્થે કોલાહલ કરી **બ્રીટીશ અદલ** રાજમાં ભંગાણ પાડી સુલેહનો ભંગ કરવા કાળાં કૃત્ય આદરવા, જેની જવાબદારી તમોને જોખમમાં નાખનારી નીવડશે.

અમોને વધારે ખુશ થવા જેવું એ છે કે મી. કાબાના હાથથી મજકુર બખતાવાર પીરોનો દામન નીકળી ગયો એ ફક્ત તેવણની નફશાનીયતનું પરિણામ છે, છતાં સચાઇ હમેશાં અંતઃકરણમાં ડંખ માર્યા કરે છે. તે પ્રમાણે મી. કાબા સ્વાર્થમાં સપડાયા છતાં પોતાની ઝાંખરાની સડકપર રેતી બીછાવ્યા કરે છે. છેવટે એતો નકી છે, કે ઝાખરાના ઝાખરા રહેવા પામશે, તે પ્રમાણે મહાન પીરોને **અર્પણ પત્રીકાઓ** આપીને પોતાનાં અયેબ છુપાવવા ચાહે છે પણ જ્યાં આખો રસ્તો ભુલી ગયા છે, ત્યાં કાંઇ એ થીગડાં ચાલવાનાં હતાં. કારણ કુદરત જોરાવર છે, અને અવસ્ય પાપીનાં

પાપ ઉઘાડાં પડી જાય છે, તે લગતી તમારી દયા ખાવા જોગ સ્થિતી થવા પામી છે.

છતાં અમોને અફસોસ એટલોજ છે કે તમો તમારી હઠીલાઇ ન મુકતાં **નુશેરી** જેવા **હઝરત અલી** (અ) ના પ્યારા **સલમાન ફારશી** (અ) ના સાથવાળાઓને તમારી ઓછી અકલના આધારે લાંબુ લપશીંદર વધારીને હઠીલા ઠેરવ્યા છે, કે જેઓ માટે આખી ઇસલામને માન છે, અને હાલના મોઝુદ એડીટર સાહેબ **કાજી ઇસમાઇલ કાજી મહમદ** પોરબંદરી જેવા પોતાના **અખબારે-ઇસલામ**ના પેપરમા ખુલ્લેખુલ્લું જણાવેલુ છે, કે **ઇલ્મે મનતક** ધરાવનાર **હઝરત અલીને અલ્લાહ** કહી શકે છે. તે વિરૂદ્ધ તમારી દલીલો ખોટી ફોકટ અને બેપાયદાર છે, તે વિરૂદ્ધ તમારી અંધશ્રદ્ધાને દુર કરો, અને હઠીલાઇને હમેશાં માટે પાણચું આપો. જુઓ આ નીચેની વીગતો અને આપો ઉતાવળે તેનાં તમારા દીન વ ઇમાનથી વગર પ્રપંચે સાચા અને સરળ જવાબો.



## "રોશન પત્રિકા."

(૧) **હઝરત અલી** (અ) ના હાથે લાખો અને કરોડો કાફરો કપાઇ અને જહનમ વાશલ થયાં, તેઓમાંથી કોઇ જીવતો ન થતાં

અજબ રીતે **નુશેરી** જીવતો થયો. એ સાબીત કરે છે કે તે કાફેર માંહેનો નહોતો, માટે તમારી હઠીલાઇ અને ધર્માંધ મુકી સત્ય સમજી જવાબ લખો.

(૨) જ્યારે **હજરત મોહમદ મુસ્તફા** (સ) **હજરત અલી** (અ) ને પૃથ્વીપર મુકીને મએરાજ ગયા, ત્યારે પડદામાંથી હાથ **હજરત અલી** (અ) નું નીકળતાં અવાજ પણ પડદા પાછળથી **હજરત અલી** (અ) નો આવ્યો. ખ્યાલ કરો, એ શું સુચવે છે, માટે હઠીલાઇ મુકી અને ખરૂં શું છે, તે જાહેર કરો.

(૩) જ્યારે પવિત્ર કુરાને શરીફની **સુરતુશ યાસીન**ની આયત બારમીમાં **ઈમામે મુબીન** જાહેર કરેલ છે, ત્યારે તેને ગાયબ માની પરવરદીગારના ફરમાન વિરૂદ્ધ હઠીલાઇ પકડી અને અંધશ્રદ્ધામાં મચ્યા રહેવું, તેથી બહેતર એ છે કે, ખરૂં ન છુપાવો.

(૪) જ્યારે પરવદીગાર ફરમાવે છે, કે સઘળી ચીજોનો અહેવાલ **ઈમામે મુબીન** યાને જાહેર ઇમામ જાણે છે. ત્યારે નક્કી છે કે સઘળો અહેવાલ જાણનાર તે ખલકણહારજ હોવો જોઇએ. જેણે સઘળું પેદા કરેલ છે, અને તાકત નથી, કે ખુદા સિવાય બીજો કોઇ ખુદાની ખુદાઇમાં હાથ નાંખી શકે. માટે હઠીલાઈ તજી વીચારો તો ધર્માંધતા મટશે.

(૫) જ્યારે સઘળી ચીજોનો હેવાલ જાણનાર ઇમામ છે. તે તરફ દ્રષ્ટિ મર્યાદા કરતા એક લાખ ચોવીસ હઝાર પયગમ્બર થઇ ગયા છે, તેવણ માટે કોઇ પણ કલામ પરવરદીગારનો એવો નથી. જે

ઇમામનાં શાનની બરોબરી કરી શકે, તેપરથી શીદ્ધ થાય છે, કે **હઝરત અલી** (અ) નો દરજ્જો તમામ પયગમ્બરોથી મોટો હતો, તે સમજતા સમજાય છે કે પયગમ્બરોથી મોટો ખુદા હોઇ શકે, એમ વિચારી હઠધર્મીપણું અને ફુલમુલીઆપણું તજો તો સારૂં સમજાવી શકશો.

(૬) આપણા પવિત્ર પયગમ્બર **હઝરત મોહમદ** (સ) નું ફરમાન છે કે મારી પછવાડે તમારા માટે બે ચીજો મુકી જાઉં છું. "**કીતાબલ્લાહે**" તથા **ઇતરતી અહેલબૈતી**, એ બન્ને દોરડાંના બે ભાગ માફક વંણેલા છે, તે કયામત સુધી છુટા પડશે નહીં. ત્યારે **કીતાબલ્લાહ**ને જાહેર માનવી, અને **ઇમામેઝમાન**ને ગાયબ માનવો એ **મહાન રસુલ**નાં ફરમાનો જુઠલાવવા બરોબર છે, માટે સત્ય સમજીને ખરૂં લખો.

(૭) જ્યારે **હઝરત હશન અશકરી** જે તમારા અગીઆરમા ઇમામ મનાય છે, તેવણુની વફાત થયા બાદ જ્યારે આલીમોને મુજવણુ થતાં, **ઇમામ ગાયબ** થયાની વીગત બહાર લાવી, તે **હઝરત હશન અશકરી**ના ભાઇ **જાફર**ને સાંભળવામાં આવી, તે વીગત નકી ન હોવાથી આલીમોને તેવણે જુઠલાવ્યા. અને ગાયબ માનવું એ ઠીક નથી એમ શીદ્ધ કર્યું તેથી તે આલીમોએ ફતવો આપ્યો કે **જાફર કઝાબ** યાને જાફર જુઠો, શુ એ હઠીલાઈ કે અંધશ્રદ્ધા નથી માટે હવે પછી તો ખરૂં લખો.

(૮) જ્યારે પરવરદીગારે કુરાને શરીફમાં અનેક ઠેકાણે સવાર અને સાંજ પોતાની બંદગી કરવા ફરમાવેલ છે, તે ફરમાનને

અનુસાર અમો ઇસ્માઇલી ચાલતાં હોવા છતાં તમારા જેવા વિરૂધ્ધ જઇ ચીથડાં ફાડે શું એ હઠીલાઇ કે ધર્માન્ધતા નથી.

(૯) જ્યારે પવિત્ર કુરાને શરીફમાં સ્ત્રીઓએ તથા પુરૂષોએ **બૈયઅત** કરવી ફરમાવેલ છે, તે સંજોગ વચ્ચે **હઝરત અલી** (અ) ને હાથે **બૈયઅત** કરતાં હતાં, તે ધોરણ મુજબ **ઇમામે મુબીન** તેજ **હઝરતઅલી** (અ) નાં નુરની **બૈયઅત** કરવાવાળા વિરૂધ્ધ જવું શું એ હઠીલાઈ કે અંધ શ્રધ્ધા નથી.

(૧૦) જ્યારે આ દુનીયાપર એક લાખ ચોવીશ હઝાર પયગમ્બર થયા, તથા અનેક ઇમામોએ પણ ઝહુર કર્યો. જેની ગણતરી **હઝરત અલી** (અ) થી લઈ અડતાલીસની આજવેર થાય છે, તે તમામ પયગમ્બરોને તથા ઇમામોને મુનકેરો યાને કાફેરોએ ઘણી તકલીફો આપી અનેક રીતિએ પવિત્ર વ્યક્તિઓની નિંદા કરી, આળ ચડાવી, હૈરાન કરવામાં પાછી પાની ન કરી છતાં એ સઘળી સંખ્યાનાં પયગમ્બરો અને ઇમામો **અલ્લાહની સુન્નતને** વળગી રહી, અને કોઇ પણ તેમાંથી ગાયબ થયો અથવા છુપાયો નહીં ત્યારે શું એ તમારી માનીનતા ખુદાની સુન્નત વિરૂધ્ધ અજબ જેવી નથી. બસ એજ તમારી હઠીલાઇ સાબીત કરતા અંધશ્રધ્ધા કાયમ કરે છે, માટે હઠીલાઇ તજો અને ખરૂં કહો.

લી. સેવક,

**એ. જે. ચુનારા.**